Godrej interio
Furniture Palace
Anam Ring Road, Bhuj.
Ph.: 250211, M.: 98795 20997
Chamunda Trading Co.
Nr. Swagat Restaurant,
Gandhidham.
Ph.: 221168, M.: 9825248037

।। जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी ।।
JANMABHOOMI GROUP
# કચ્છમિત્ર
પાના : ૧૨+૬=૧૮ ■ સંવત : ૨૦૬૬ ■ અ.વૈશાખ સુદ ૭ ■ બુધવાર ■ તા. ૦૫/૦૫/૧૦ ■ કિંમત : રૂ. ૨.૫૦

મેરેજ સુટ રેડી રૂા. ૧૪૫૧/- તથા તેથી વધુ
સુરવાલ, ઝભ્ભો તથા શેરવાનીમાં અવનવી વેરાયટી
જિન્સ પેન્ટ, શર્ટ તથા ટી-શર્ટ
આકૃતિ NX મેન્સવેર
મોરબિયા શોપિંગ સેન્ટર,
વાણિયાવાડ, ભુજ. ફોન : ૨૨૭૨૨૩

KUTCHMITRA ■ BHUJ ■ 05-05-10 ■ WEDNESDAY ■ વર્ષ : ૬૪ ■ અંક : ૨૪૨ ■ ભુજ ■ Regd. No. G. KCH-3/2008-2011. ■ ફોન : ૨૫૨૦૯૦/૯૧ ■ ફેક્સ : ૨૫૦૨૭૧/૨૫૨૦૮૯. ■ RNI No. 1554/57 ■ Visit us at : www.kutchmitradaily.com

# ગાંધીનગરમાં સોલ્ટ કમિશનર કચેરીનો માર્ગ મોકળો

**પ્રવીણ રાણા દ્વારા**

નવી દિલ્હી, તા. ૪ : હાઈકોર્ટના આદેશથી મીઠાં (નમક)ના સૌથી મોટા ઉત્પાદક રાજ્ય ગુજરાતમાં સોલ્ટ કમિશનર કાર્યાલય સ્થાપિત કરવાનો નિર્ણય લેવાયો હતો. પરંતુ અત્યાર સુધી આવું થઈ શક્યું નથી. આ સંજોગોમાં સંસદની એક સ્ટેન્ડીંગ કમિટી દ્વારા ગુજરાતમાં તત્કાળ નમક આયુક્તનું કાર્યાલય શરૂ કરવાની ભલામણ કરાઈ છે.

**સંસદની સ્થાયી સમિતિએ ગુજરાતમાં તાત્કાલિક કચેરી સ્થાપવા ભલામણ કરતાં મીઠા ઉદ્યોગકારોની વર્ષો જૂની માંગ સંતોષાશે**

સોલ્ટ કમિશનરના વડામથકને રાજસ્થાનના જયપુરથી ગુજરાતના પાટનગર ગાંધીનગરમાં લાવવાથી સંબંધિત વિભાગના ૫ ઓકટોબર ૧૯૯૪ના આદેશને નમક વિભાગ કર્મચારી યુનિયન દ્વારા પડકાર ફેંકવામાં આવ્યો હતો અને આદેશ સામે સ્ટે આપી દેવામાં આવ્યો હતો. ૪ ઓકટોબર ૨૦૦૭ના રોજ હાઈકોર્ટના નિર્દેશ પર આઈપીપી વિભાગે ગુજરાત અને રાજસ્થાનની રાજ્ય સરકારો તથા અખિલ ભારતીય નમક વિભાગ કર્મચારી સંઘના પ્રતિનિધિઓને પોતાના પક્ષ રજૂ કરવાની તક આપી હતી. ગહન વિચારણા બાદ ગાંધીનગરમાં સોલ્ટ કમિશનરનું વડુંમથક સ્થાપવાનો નિર્ણય લેવાયા હતો.

ગુજરાતમાં સોલ્ટ વિભાગની હાલની કચેરીઓ ઉપરાંત સોલ્ટ કમિશનરનું એક વડુંમથક સ્થાપવામાં આવશે. ઉલ્લેખનીય છે કે, દેશનું ચોથા ભાગનું મીઠું ગુજરાત રાજ્ય પકવે છે અને તેનો ૭૦ ટકા હિસ્સો કચ્છમાં ઉત્પાદિત થાય છે, ત્યારે ખાસ કરીને કચ્છ અને સૌરાષ્ટ્રના મીઠા ઉત્પાદકોને તેમના ઉદ્યોગને લગતા પ્રશ્નો માટે દૂર સુધી લાંબા થવું પડતું હતું. કચ્છ-બનાસકાંઠાની રણકાંધી વિસ્તારમાં નમકનું સેંકડો એકર ઉત્પાદન થાય છે. હજારો અગરિયાઓ તેમાં રોજીરોટી મેળવી રહ્યા છે.



મુંબઈમાં રેલવે મોટરમેનોની હડતાળ વચ્ચે ખાલી ટ્રેક પરથી પસાર થઈ રહેલા લોકો દેખાય છે. મોડી સાંજે હડતાળ સમેટાઈ જતાં મુંબઈગરાઓને રાહત થઈ હતી.

## કચ્છ માટે અલાયદા સર્વિસ ટેક્સ ડિવિઝનની વિચારણા

**સંસદમાં ગુજરાત**

નવી દિલ્હી, તા. ૪ (અમારા પ્રતિનિધિ તરફથી) : ગાંધીધામની મુખ્ય કચેરી હોય તેવું ગુજરાતના કચ્છ જિલ્લા માટેનું અલાયદું સેવા કર ડિવિઝન અને જામનગર માટેની એક વધુ સેમિ કર કચેરી મહાનિર્દેશક (માનવ સંસાધન વિકાસ)ની વિચારણા હેઠળ છે, એવો આજે સંસદમાં પ્રશ્નોતરી દરમ્યાન કેન્દ્રીય મંત્રીએ પ્રતિભાવ આપ્યો હતો.

રાજ્ય કક્ષાના નાણામંત્રી એસ.એસ. પાલાનિમાનિક્કમે માહિતી આપતાં કહ્યું હતું કે, એ સાચું નથી કે, સમગ્ર ગુજરાત માટેની સર્વિસ ટેક્સ કમિશ્નરેટ કચેરી માત્ર અમદાવાદ ખાતે આવેલી છે એ કચેરી અમદાવાદ શહેર અને આ જિલ્લાની આસપાસના વિસ્તારોને આવરી લે છે ગુજરાતના બાકીના ભાગોના સેવા કરની બાબતો વિવિધ કેન્દ્રીય આબકારી અને સર્વિસ ટેક્ષ (જુઓ પાનું ૪)

## આજના અંકમાં



## કસાબની સજાનો છઠ્ઠીએ ફેંસલો

મુંબઈ, તા. ૪ (પીટીઆઈ) : ૨૬/૧૧નો મુંબઈ હુમલા કેસ ચલાવતી ખાસ અદાલતે આજે અજમલ કસાબની સજા માટે તા. ૬/૫ની તારીખ મુકરર કરી હતી.

**બચાવ પક્ષે નાની વયના મુદ્દે દયાની અને ફરિયાદ પક્ષે મોતની સજાની અરજ કરી**

મુંબઈ હુમલા કેસમાં જીવતા પકડાયેલા એકમાત્ર ત્રાસવાદીને ગઈકાલે અદાલતે દોષિત ઠરાવ્યા બાદ આજે સજા માટેની કાર્યવાહી આરંભાઈ ત્યારે ફરિયાદ પક્ષે મૃત્યુદંડની અને બચાવ પક્ષે તેની યુવાન ઉંમરને લક્ષમાં લઈને દયાની અરજ કરી હતી. સામૂહિક નરસંહાર અને ભારત સામે યુદ્ધ છેડવા બદલ દોષિત ઠરેલા ૨૨ વર્ષિય કસાબની સજા અંગે ફરિયાદ પક્ષનાં વકીલ ઉજ્જ્વલ નિકમ અને બચાવ પક્ષનાં ધારાશાસ્ત્રી કે.પી. પવારે દલીલો કરતાં ખાસ ન્યાયાધીશ એન. એલ. તાહાલિયાનીએ ગુરુવારે તેનો ચુકાદો અનામત રાખ્યો હતો.

સજાની માત્રા અંગે નિકમે તેની દલીલમાં કહ્યું હતું કે, આવા ક્રૂર કૃત્યમાં મોતની સજા થવી જોઈએ. તે દૈત્યનો એજન્ટ હતો. જો કસાબને ઓછી સજા થશે તો ભારત દરેક ત્રાસવાદી જૂથો માટેનું હળવું લક્ષ્ય બની જશે. નિકમે ત્રાસવાદી હુમલાઓના ૧૬૬ જણની હત્યાની ઘટનામાં દોષિતને મોતની સજા માટેનો યોગ્ય એવો જવલ્લે જ બનતો બનાવ ગણાવ્યો હતો. બીજી બાજુ, બચાવ પક્ષે પોતાની દલીલમાં આ પાકિસ્તાની ત્રાસવાદીની નાની ઉંમર અને ભૂતકાળના કોઈ ગુનાહિત રેકર્ડની ગેરહાજરીને ધ્યાને લઈ દયા દાખવવા માંગ કરી હતી.

## નર્મદા અંગે પર્યાવરણની સમિતિ રદ કરવા સિંહ સમક્ષ મોદીની માંગ

ગાંધીનગર, તા. ૪ (અમારા પ્રતિનિધિ તરફથી) : સરદાર સરોવર પ્રોજેક્ટ માટેના પર્યાવરણ અંગેના સમીક્ષા કરવાના હેતુથી કેન્દ્રિય પર્યાવરણ અને વન મંત્રાલયે ઉચ્ચસ્તરીય સમિતિ રચવા જે આદેશ કર્યો છે તે તત્કાળ પાછો ખેંચી લેવાવો જોઈએ તેવી લેખિત રજૂઆત મુખ્યમંત્રી નરેન્દ્ર મોદીએ વડાપ્રધાન ડો. મનમોહનસિંહ સમક્ષ કરી હતી.

કેન્દ્રિય પર્યાવરણ મંત્રાલયના ૨૮ એપ્રિલ ૨૦૧૦ના આદેશ નર્મદા (જુઓ પાનું ૪)

## મોટરમેનોની હડતાળ પાછી ખેંચાઈ

મુંબઈ,તા. ૪ : સરકાર સાથે સફળ વાટાઘાટોને પગલે ૩૬ કલાક બાદ મુંબઈના રેલવે મોટરમેનોની હડતાળનો અંત આવતાં લાખો મુંબઈગરાઓને રાહત થઈ હતી. રેલવેએ ૧૫ જૂન સુધી તેમની માગણીઓ પર ધ્યાન આપવા ખાતરી આપી છે.

સરકાર સાથે વાતચીત યોજ્યા બાદ અચોક્કસ મુદ્દતની હડતાળ ઉપર ઉતરી ગયેલા રેલવે મોટરમેને તેમની હડતાળને સમેટી લેવાની જાહેરાત કરી હતી. એ સાથે જ મુંબઈમાં જીવાદોરી સમાન લોકલ ટ્રેન સેવા ફરીથી રાબેતા મુજબ થઈ રહી છે. મહારાષ્ટ્રના ગૃહપ્રધાન આર.આર. પાટિલે તેમની માગણીના મુદ્દે મોટરમેન સાથે

**સરકાર સાથેની વાટાઘાટ સફળ રહેતાં લાખો મુંબઈગરાને રાહત**

વાતચીત કરી હતી. સેન્ટ્રલ રેલવેના ૭૦ જેટલા ડ્રાઈવરો ફરજ ઉપર હાજર થઈ ચૂક્યા છે. કલાકોના ગાળામાં જ સ્થિતિ રાબેતા મુજબ થઈ જવાની ધરપત અપાઈ છે. મોટરમેનો અને સરકાર વચ્ચે એક સમજૂતી થઈ હતી. પણ તેમાં કઈ ખાતરી અપાઈ છે તેની માહિતી મળી નથી.

અગાઉ મહારાષ્ટ્ર સરકારે કઠોર વલણ અપનાવીને મુંબઈના મોટરમેન સામે એસ્મા લાગુ કરી દીધો હતો.

અગાઉ, સોમવારે બપોર બાદથી મુંબઈની ૮૦ ટકા ટ્રેનો બંધ થઈ જતાં લાખો લોકોને રેલવે સ્ટેશનો પર રાત ગુજારો કરીને ભારે હાલાકી (જુઓ પાનું ૪)

રાજાણી ગ્રૂપ
સ્ટાન્ડર્ડ મરચા પાવડર
200g
Customer Care : 02823-283501

## ૧૪૦ આતંકવાદી ભારતમાં ઘૂસ્યા ?

નવી દિલ્હી, તા. ૪ : અલકાયદાના ૧૪૦ આતંકવાદીઓ દરિયાઈ માર્ગે ભારતમાં ઘૂસી ગયા હોવાના આસામથી મળેલા ગુપ્તચર હેવાલોને પગલે ગત સપ્તાહાંતે સુરક્ષા અત્યંત સઘન બનાવાઈ હતી. અખબારી આ ઈન્ટેલિજેન્સ હેવાલની કોઈ પુષ્ટિ થઈ નથી.

પશ્ચિમી સીમાએથી અલકાયદાના ત્રાસવાદીઓ ભારતમાં ઘૂસ્યા હોવાના ગુપ્તચર હેવાલ બાદ પોલીસદળોને દેશભરમાં એલર્ટ કરી દેવાયા હતા. લશ્કરે તોયબા અને પાકિસ્તાનના અન્ય ત્રાસવાદી સંગઠનો ભારતમાં હુમલા કરવાની ફિરાકમાં છે. એવે સમયે જ આવી વાત મળતાં સુરક્ષા દળોએ કોઈ તક લેવાનું યોગ્ય સમજ્યું નથી.

જો કે, આ હેવાલને ક્યાંયથી સમર્થન મળ્યું નથી. ઉપરાંત નૌકાદળના સૂત્રોએ પણ હેવાલને નકારીને જણાવ્યું હતું કે, વિદેશી જહાજોમાં બેસીને આટલી મોટી સંખ્યામાં લોકો ભારતમાં ઘૂસી જાય તે અશક્ય છે.

## કચ્છની પોસ્ટ બચતમાં ૨.૮૧ અબજનો વધારો

### રોકાણકારોનો વિશ્વાસ જાળવી રાખ્યો પણ ખાતા ખોલાવવા અંગેના નવા કડક નિયમોથી નકારાત્મક અસરની ભીતિ

**મુંજાલ સોની દ્વારા**

ભુજ, તા. ૪ : રોકાણના અનેક વિકલ્પોને પગલે કેટલાક વર્ષ પૂર્વે જેની ચાલ લંગડાઈ હતી એ પોસ્ટની નાની બચત યોજનાઓની ગતિ પુનઃ તેજ બની છે. વિશ્વસનીયતા અને સિનિયરો માટે સારા વ્યાજદર સહિતના મુદ્દે તથા અન્ય રોકાણોમાં પ્રવાહિતાના મુદ્દે રોકાણકારો ફરી બચત યોજના તરફ વળ્યા છે. કચ્છમાં ૨૦૦૮-૦૯ના નાણાકીય વર્ષની સરખામણીએ ૨૦૦૯-૧૦માં ડિપોઝીટમાં રૂા. ૨.૮૧ અબજનો નોંધપાત્ર વધારો થયો છે તો ૮૦૫૮૩ ખાતાનો ઈજાફો પણ થયો છે. અલબત્ત, હવે પોસ્ટની તમામ યોજનાઓમાં ખાતું ખોલાવવા ખાતેદારોએ રૂબરૂ જઈને ત્રણ જાતના આધાર સાથે ઓળખ પ્રસ્થાપિત કરવી પડે એવા નાણામંત્રાલયના નવા નિયમને પગલે નકારાત્મક અસર પડે તેવી ભીતિ છે. આ નિયમને લીધે કચ્છની પોસ્ટ ઓફિસોમાં છેલ્લા ત્રણ દિવસમાં મોટી સંખ્યામાં રોકાણની કામગીરી પર અસર થઈ ગઈ છે અને ગ્રામ્ય રોકાણકારોની મુશ્કેલી વધી છે.

કચ્છની વડી કચેરીના પોસ્ટ માસ્તર એન. ડી. ચાવડાએ 'કચ્છમિત્ર'ને આપેલી વિગતો મુજબ ૨૦૦૯-૧૦માં બચત યોજનાઓની કુલ્લ ડિપોઝિટ રૂા. ૭.૦૫ અબજ રહી હતી જ્યારે ૨૦૦૮-૦૯માં એ રૂા. ૪.૨૪ અબજ (જુઓ પાનું ૪)

### કચ્છમાં ૫૮૦૦૦ ખાતા સ્થગિત !

ભુજ, તા. ૪ : પોસ્ટ ઓફિસનો નિયમ છે કે સળંગ ત્રણ નાણાકીય વર્ષ દરમ્યાન કોઈ નાણાકીય વ્યવહાર થાય નહીં તો તેણે એ ખાતું સ્થગિત કરી દેવું પડે.

ભુજની મુખ્ય ટપાલ કચેરીમાં અત્યારે ૧૯૭૫થી અત્યાર સુધીના ફ્રીઝ કરી દેવાયેલા ૫૮૦૦૦ જેટલા ખાતા છે ! અલબત્ત, આ ૫૮૦૦૦ પૈકી લગભગ ૫૦૦૦૦ ખાતા તો એવા છે જેમાં રૂા. ૫૦થી પણ ઓછી રકમ (જુઓ પાનું ૪)

## કસાબને કોરડા વીંઝાય તોય અમને શું ?

**ખ્યાતિ જોષી દ્વારા**

સુરત, તા. ૪ : મુંબઈ પર થયેલા ૨૬/૧૧નાં આતંકવાદી હુમલમાં પાકિસ્તાની આતંકવાદી અજમલ કસાબને અદાલતે કસૂરવાર પુરવાર કર્યો પણ આતંકવાદીઓએ મુંબઈ પર હુમલો કરતાં પહેલાં મધ દરિયે કુબેર બોટને હાઈજેક કરીને તેના પર સવાર જે ત્રણ ખલાસીઓને મોતને ઘાટ ઉતાર્યા હતા એ કમનસીબ પરિવાર હજુ 'ન્યાય'ની રાહમાં છે. નવસારી નજીક વાંસી બોરસી ગામે રહેતાં ત્રણ મૃત્તક ખલાસીઓના પરીવારજનો દારૂણ ગરીબીમાં જીવી રહ્યાં છે.

**૨૬/૧૧ના આતંકીઓનો પહેલો 'ઘા' ઝીલ્યો એ કુબેરના ત્રણ હતભાગી ખલાસીના ગરીબ પરિવાર હજુ ન્યાયની રાહમાં**

મુંબઈ પર થયેલા હુમલમાં આતંકવાદી કસાબ અને તેની ટોળકીએ જે કોહરામ મચાવ્યો હતો તેનો પહેલો ઘા દરિયામાં કુબેર બોટમાં સવાર ખલાસીઓના માથે આવ્યો હતો. ગઈકાલે અદાલતે દેશ વિરુદ્ધ ષડયંત્ર કરનાર અને મુંબઈ પરના આતંકવાદી હુમલામાં કસાબને કસૂરવાર ઠેરવ્યા બાદ 'કચ્છમિત્ર'એ મૃત્તક ખલાસીઓના પરિવારની મુલાકાત લેતાં દારૂણ ગરીબીની નક્કર હકિકત જાણવા મળી છે.

કુબેર બોટમાં વાંસી બોરસી ગામે રહેતાં મુકેશ અંબુ રાઠોડ, બલવંત ટંડેલ અને નટુ હળપતિ આતંકવાદી કસાબ અને તેની ટોળકીનો ભોગ બન્યા હતા. ત્રણેય મૃત્તકના પરિવારજનો સાથે મુલાકાત કરતાં બલવંત ટંડેલનાં પુત્ર ઉમેશે જણાવ્યું હતું કે, સરકાર માત્ર સહાયની વાતો કરે છે અત્યાર સુધી અમને અમારા વ્હાલસોયાનાં મૃત્યુનાં દાખલાં પણ આપ્યાં નથી. સાથે સહાય પણ એવી કરી છે કે, સાત વર્ષમાં ખલાસીઓ પાછાં ફરે તો સહાયની રકમ પાછી આપી દેવી.



દમયંતીબેન ટંડેલ અને લક્ષ્મીબેન રાઠોડ

બીજી તરફ બળવંત ટંડેલની પત્ની દમયંતિનું કહેવું છે કે, મારે બે દીકરીઓ છે તેને કઈ રીતે હું પરણાવીશ અને આગળનું જીવન (જુઓ પાનું ૪)

### હવામાન

| | મહત્તમ | લઘુતમ |
|---|---|---|
| ભુજ | ૩૮.૪° સે. | ૨૫.૫° સે. |
| નલિયા | ૩૪.૮° સે. | ૨૪.૯° સે. |
| કંડલા | ૩૫.૩° સે. | ૨૬.૫° સે. |
| માંડવી | ૩૩.૮° સે. | ૨૫.૨° સે. |

ભુજમાં ભેજનું પ્રમાણ સવારે ૮૩% સાંજે ૩૭%. પવનની ઝડપ ૧૩ કિ.મી. પ્રતિકલાક, દિશા : દક્ષિણ પશ્ચિમ.

માણો અમારી મિજબાની બનશે સફર મજાની
Royal Safari Camp
ભુજ-અમદાવાદ હાઈવે પર શ્રેષ્ઠ મીડ-વે હોટલ
નાઈટ સ્ટે, રહેવા તથા જમવા માટે શ્રેષ્ઠ
food & AC Cottages
રોયલ સફારી કેમ્પ
બજાણા, માલવણ ચાર રસ્તા પાસે,
અમદાવાદ-વીરમગામ-કચ્છ હાઈવે,
જી. સુરેન્દ્રનગર, M. 9925200657, 9909961115

સોનાના દાગીના ઉપર ધિરાણ મેળવો*
- વેલ્યુએશનના ૯૦% સુધીનું ધિરાણ*
- સરળ દસ્તાવેજો
- કોઈ માસિક હપ્તા નહિ.
- ખેડુતો માટે આકર્ષક વ્યાજ દર

LOAN AGAINST GOLD
HDFC BANK
We understand your world
*Conditions apply. Credit at the sole discretion of HDFC Bank.
સંપર્ક : સનરાઈઝ ટાવર, વિજયનગર, ભુજ.
Devendra
99257 46507

જય અંબે
સ્મશાનયાત્રા / પ્રાર્થનાસભા
પૂ. ચંદુમા (ગઢશીશા) અને પૂ. જનકમાના પિતાજી



સ્વ. કલ્યાણજી હરિરામ ગણાત્રા
સ્વ. તા. ૪-૫-૧૦, ગઢશીશા
અમારા પરિવારના વટવૃક્ષ સમા વડીલશ્રીનું દુઃખદ અવસાન થયેલ છે.
મા જગદંબા તેમના દિવ્ય આત્માને પરમ શાંતિ અર્પે એ જ પ્રાર્થના..
સ્વર્ગસ્થની સ્મશાનયાત્રા
તા. ૫-૫-૨૦૧૦, બુધવાર, સવારે ૯.૦૦ કલાકે
: પ્રાર્થનાસભા :
તા. ૬-૪-૨૦૧૦, ગુરુવાર, સાંજે ૪થી ૫
શ્રી અંબાજી મંદિર સત્સંગ હોલ, ગઢશીશા ખાતે
।। શોકમગ્ન પરિવાર ।।
- પુત્રી : પૂ. ચંદુમા (અંબાજી મંદિર, ગઢશીશા)
- પુત્રી : પૂ. જનકમા (ગરુડેશ્વર - નર્મદા કિનારો)
- પુત્રી-જમાઈ : જયાબેન જાદવજી ઠક્કર (આણંદ)
- પુત્રી-જમાઈ : ઉષાબેન વિજયકુમાર ઠક્કર (માંડવી)
- પુત્ર : તુલસીદાસ કલ્યાણજી ગણાત્રા
- પુત્ર : હર્ષદ કલ્યાણજી ગણાત્રા
- પુત્રવધૂ : હીરાગૌરીબેન તુલસીદાસ ગણાત્રા
- પુત્રવધૂ : હર્ષાબેન હર્ષદ ગણાત્રા

તથા શ્રી અંબાજી મંદિર- ગઢશીશા અને સ્વ. હરિરામ વિશ્રામ ગણાત્રા સહપરિવાર, ગઢશીશા, તા. માંડવી-કચ્છ.

Digitially Archived by: www.realpatidar.com/library

Digitally signed by realpatidar.com
DN: cn=realpatidar.com, c=IN, o=realpatidar.com, email=mail@realpatidar.com
Reason: I have reviewed this document
Date: 2025.05.05 17:37:43 +05'30'

Godrej interio
Furniture Palace
Anam Ring Road, Bhuj.
Ph.: 250211, M.: 98795 20997
Chamunda Trading Co.
Nr. Swagat Restaurant, Gandhidham.
Ph.: 221168, M.: 9825248037

|| जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी ||
JANMABHOOMI GROUP
# કચ્છમિત્ર
પાના : ૧૨+૬=૧૮ ■ સંવત : ૨૦૬૬ ■ અ.વૈશાખ સુદ ૭ ■ બુધવાર ■ તા. ૦૫/૦૫/૧૦ ■ કિંમત : રૂ. ૨.૫૦

રૂ. ૧૫૫૧/- તથા તેથી વધુ
સુરવાલ, ઝબ્બો તથા શેરવાનીમાં અવનવી વેરાયટી
જિન્સ પેન્ટ, શર્ટ તથા ટી-શર્ટ
આકૃતિ NX મેન્સવેર
મોરબિયા શોપિંગ સેન્ટર, વાણિયાવાડ, ભુજ. ફોન : ૨૨૭૨૨૩

KUTCHMITRA ■ BHUJ ■ 05-05-10 ■ WEDNESDAY ■ વર્ષ : ૬૪ ■ અંક : ૨૪૨ ■ ભુજ ■ Regd. No. G. KCH-3/2008-2011. ■ ફોન : ૨૫૨૦૯૦/૯૧ ■ ફેક્સ : ૨૫૦૨૭૧/૨૫૨૦૮૯. ■ RNI No. 1554/57 ■ Visit us at : www.kutchmitradaily.com

# ગાંધીનગરમાં સોલ્ટ કમિશનર કચેરીનો માર્ગ મોકળો

**પ્રવીણ રાણા દ્વારા**

નવી દિલ્હી, તા. ૪ : હાઈકોર્ટના આદેશથી મીઠાં (નમક)ના સૌથી મોટા ઉત્પાદક રાજ્ય ગુજરાતમાં સોલ્ટ કમિશનર કાર્યાલય સ્થાપિત કરવાનો નિર્ણય લેવાયો હતો. પરંતુ અત્યાર સુધી આવું થઈ શક્યું નથી. આ સંજોગોમાં સંસદની એક સ્ટેન્ડીંગ કમિટી દ્વારા ગુજરાતમાં તત્કાળ નમક આયુક્તનું કાર્યાલય શરૂ કરવાની ભલામણ કરાઈ છે.

**સંસદની સ્થાયી સમિતિએ ગુજરાતમાં તાત્કાલિક કચેરી સ્થાપવા ભલામણ કરતાં મીઠા ઉદ્યોગકારોની વર્ષો જૂની માંગ સંતોષાશે**

સોલ્ટ કમિશનરના વડામથકને રાજસ્થાનના જયપુરથી ગુજરાતના પાટનગર ગાંધીનગરમાં લાવવાથી સંબંધિત વિભાગના ૫ ઓકટોબર ૧૯૯૪ના આદેશને નમક વિભાગ કર્મચારી યુનિયન દ્વારા પડકાર ફેંકવામાં આવ્યો હતો અને આદેશ સામે સ્ટે આપી દેવામાં આવ્યો હતો. ૪ ઓકટોબર ૨૦૦૭ના રોજ હાઈકોર્ટના નિર્દેશ પર આઈપીપી વિભાગે ગુજરાત અને રાજસ્થાનની રાજ્ય સરકારો તથા અખિલ ભારતીય નમક વિભાગ કર્મચારી સંઘના પ્રતિનિધિઓને પોતાના પક્ષ રજૂ કરવાની તક આપી હતી. ગહન વિચારણા બાદ ગાંધીનગરમાં સોલ્ટ કમિશનરનું વડુંમથક સ્થાપવાનો નિર્ણય લેવાયા હતો.

ગુજરાતમાં સોલ્ટ વિભાગની હાલની કચેરીઓ ઉપરાંત સોલ્ટ કમિશનરનું એક વડુંમથક સ્થાપવામાં આવશે. ઉલ્લેખનીય છે કે, દેશનું ચોથા ભાગનું મીઠું ગુજરાત રાજ્ય પકવે છે અને તેનો ૭૦ ટકા હિસ્સો કચ્છમાં ઉત્પાદિત થાય છે, ત્યારે ખાસ કરીને કચ્છ અને સૌરાષ્ટ્રના મીઠા ઉત્પાદકોને તેમના ઉદ્યોગને લગતા પ્રશ્નો માટે દૂર સુધી લાંબા થવું પડતું હતું. કચ્છ-બનાસકાંઠાની રણકાંધી વિસ્તારમાં નમકનું સેંકડો એકર ઉત્પાદન થાય છે. હજારો અગરિયાઓ તેમાં રોજીરોટી મેળવી રહ્યા છે.



મુંબઈમાં રેલવે મોટરમેનોની હડતાળ વચ્ચે ખાલી ટ્રેક પરથી પસાર થઈ રહેલા લોકો દેખાય છે. મોડી સાંજે હડતાળ સમેટાઈ જતાં મુંબઈગરાઓને રાહત થઈ હતી.

## કચ્છ માટે અલાયદા સર્વિસ ટેક્સ ડિવિઝનની વિચારણા

**સંસદમાં ગુજરાત**

નવી દિલ્હી, તા. ૪ (અમારા પ્રતિનિધિ તરફથી) : ગાંધીધામની મુખ્ય કચેરી હોય તેવું ગુજરાતના કચ્છ જિલ્લા માટેનું અલાયદું સેવા કર ડિવિઝન અને જામનગર માટેની એક વધુ સેમિ કર કચેરી મહાનિર્દેશક (માનવ સંસાધન વિકાસ)ની વિચારણા હેઠળ છે, એવો આજે સંસદમાં પ્રશ્નોતરી દરમ્યાન કેન્દ્રીય મંત્રીએ પ્રતિભાવ આપ્યો હતો.

રાજ્ય કક્ષાના નાણામંત્રી એસ.એસ. પાલાનિમાનિક્કમે માહિતી આપતાં કહ્યું હતું કે, એ સાચું નથી કે, સમગ્ર ગુજરાત માટેની સર્વિસ ટેક્સ કમિશ્નરેટ કચેરી માત્ર અમદાવાદ ખાતે આવેલી છે એ કચેરી અમદાવાદ શહેર અને આ જિલ્લાની આસપાસના વિસ્તારોને આવરી લે છે ગુજરાતના બાકીના ભાગોના સેવા કરની બાબતો વિવિધ કેન્દ્રીય આબકારી અને સર્વિસ ટેક્ષ (જુઓ પાનું ૪)

### આજના અંકમાં



## કસાબની સજાનો છઠ્ઠીએ ફેંસલો

મુંબઈ, તા. ૪ (પીટીઆઈ) : ૨૬/૧૧નો મુંબઈ હુમલા કેસ ચલાવતી ખાસ અદાલતે આજે અજમલ કસાબની સજા માટે તા. ૬/૫ની તારીખ મુકરર કરી હતી.

**બચાવ પક્ષે નાની વયના મુદ્દે દયાની અને ફરિયાદ પક્ષે મોતની સજાની અરજ કરી**

મુંબઈ હુમલા કેસમાં જીવતા પકડાયેલા એકમાત્ર ત્રાસવાદીને ગઈકાલે અદાલતે દોષિત ઠરાવ્યા બાદ આજે સજા માટેની કાર્યવાહી આરંભાઈ ત્યારે ફરિયાદ પક્ષે મૃત્યુદંડની અને બચાવ પક્ષે તેની યુવાન ઉંમરને લક્ષમાં લઈને દયાની અરજ કરી હતી. સામૂહિક નરસંહાર અને ભારત સામે યુદ્ધ છેડવા બદલ દોષિત ઠરેલા ૨૨ વર્ષિય કસાબની સજા અંગે ફરિયાદ પક્ષનાં વકીલ ઉજ્જ્વલ નિકમ અને બચાવ પક્ષનાં ધારાશાસ્ત્રી કે.પી. પવારે દલીલો કરતાં ખાસ ન્યાયાધીશ એન. એલ. તાહાલિયાનીએ ગુરુવારે તેનો ચુકાદો અનામત રાખ્યો હતો.

સજાની માત્રા અંગે નિકમે તેની દલીલમાં કહ્યું હતું કે, આવા ક્રૂર કૃત્યમાં મોતની સજા થવી જોઈએ. તે દૈત્યનો એજન્ટ હતો. જો કસાબને ઓછી સજા થશે તો ભારત દરેક ત્રાસવાદી જૂથો માટેનું હળવું લક્ષ્ય બની જશે. નિકમે ત્રાસવાદી હુમલાઓના ૧૬૬ જણની હત્યાની ઘટનામાં દોષિતને મોતની સજા માટેનો યોગ્ય એવો જવલ્લે જ બનતો બનાવ ગણાવ્યો હતો. બીજી બાજુ, બચાવ પક્ષે પોતાની દલીલમાં આ પાકિસ્તાની ત્રાસવાદીની નાની ઉંમર અને ભૂતકાળના કોઈ ગુનાહિત રેકર્ડની ગેરહાજરીને ધ્યાને લઈ દયા દાખવવા માંગ કરી હતી.

## નર્મદા અંગે પર્યાવરણની સમિતિ રદ કરવા સિંહ સમક્ષ મોદીની માંગ

ગાંધીનગર, તા. ૪ (અમારા પ્રતિનિધિ તરફથી) : સરદાર સરોવર પ્રોજેક્ટ માટેના પર્યાવરણ અંગેના સમીક્ષા કરવાના હેતુથી કેન્દ્રિય પર્યાવરણ અને વન મંત્રાલયે ઉચ્ચસ્તરીય સમિતિ રચવા જે આદેશ કર્યો છે તે તત્કાળ પાછો ખેંચી લેવાવો જોઈએ તેવી લેખિત રજૂઆત મુખ્યમંત્રી નરેન્દ્ર મોદીએ વડાપ્રધાન ડો. મનમોહનસિંહ સમક્ષ કરી હતી.

કેન્દ્રિય પર્યાવરણ મંત્રાલયના ૨૮ એપ્રિલ ૨૦૧૦ના આદેશ નર્મદા (જુઓ પાનું ૪)

## મોટરમેનોની હડતાળ પાછી ખેંચાઈ

**સરકાર સાથેની વાટાઘાટ સફળ રહેતાં લાખો મુંબઈગરાને રાહત**

મુંબઈ,તા. ૪ : સરકાર સાથે સફળ વાટાઘાટોને પગલે ૩૬ કલાક બાદ મુંબઈના રેલવે મોટરમેનોની હડતાળનો અંત આવતાં લાખો મુંબઈગરાઓને રાહત થઈ હતી. રેલવેએ ૧૫ જૂન સુધી તેમની માગણીઓ પર ધ્યાન આપવા ખાતરી આપી છે.

સરકાર સાથે વાતચીત યોજ્યા બાદ અચોક્કસ મુદ્દતની હડતાળ ઉપર ઉતરી ગયેલા રેલવે મોટરમેને તેમની હડતાળને સમેટી લેવાની જાહેરાત કરી હતી. એ સાથે જ મુંબઈમાં જીવાદોરી સમાન લોકલ ટ્રેન સેવા ફરીથી રાબેતા મુજબ થઈ રહી છે. મહારાષ્ટ્રના ગૃહપ્રધાન આર.આર. પાટિલે તેમની માગણીના મુદ્દે મોટરમેન સાથે વાતચીત કરી હતી. સેન્ટ્રલ રેલવેના ૭૦ જેટલા ડ્રાઈવરો ફરજ ઉપર હાજર થઈ ચૂક્યા છે. કલાકોના ગાળામાં જ સ્થિતિ રાબેતા મુજબ થઈ જવાની ધરપત અપાઈ છે. મોટરમેનો અને સરકાર વચ્ચે એક સમજૂતી થઈ હતી. પણ તેમાં કઈ ખાતરી અપાઈ છે તેની માહિતી મળી નથી.

અગાઉ મહારાષ્ટ્ર સરકારે કઠોર વલણ અપનાવીને મુંબઈના મોટરમેન સામે એસ્મા લાગુ કરી દીધો હતો.

અગાઉ, સોમવારે બપોર બાદથી મુંબઈની ૮૦ ટકા ટ્રેનો બંધ થઈ જતાં લાખો લોકોને રેલવે સ્ટેશનો પર રાત ગુજારો કરીને ભારે હાલાકી (જુઓ પાનું ૪)

## ૧૪૦ આતંકવાદી ભારતમાં ઘૂસ્યા ?

નવી દિલ્હી, તા. ૪ : અલકાયદાના ૧૪૦ આતંકવાદીઓ દરિયાઈ માર્ગે ભારતમાં ઘૂસી ગયા હોવાના આસામથી મળેલા ગુપ્તચર હેવાલોને પગલે ગત સપ્તાહાંતે સુરક્ષા અત્યંત સઘન બનાવાઈ હતી. અખબારી આ ઈન્ટેલિજેન્સ હેવાલની કોઈ પુષ્ટિ થઈ નથી.

પશ્ચિમી સીમાએથી અલકાયદાના ત્રાસવાદીઓ ભારતમાં ઘૂસ્યા હોવાના ગુપ્તચર હેવાલ બાદ પોલીસદળોને દેશભરમાં એલર્ટ કરી દેવાયા હતા. લશ્કરે તોયબા અને પાકિસ્તાનના અન્ય ત્રાસવાદી સંગઠનો ભારતમાં હુમલા કરવાની ફિરાકમાં છે. એવે સમયે જ આવી વાત મળતાં સુરક્ષા દળોએ કોઈ તક લેવાનું યોગ્ય સમજ્યું નથી.

જો કે, આ હેવાલને ક્યાંયથી સમર્થન મળ્યું નથી. ઉપરાંત નૌકાદળના સૂત્રોએ પણ હેવાલને નકારીને જણાવ્યું હતું કે, વિદેશી જહાજોમાં બેસીને આટલી મોટી સંખ્યામાં લોકો ભારતમાં ઘૂસી જાય તે અશક્ય છે.

## કચ્છની પોસ્ટ બચતમાં ૨.૮૧ અબજનો વધારો

### રોકાણકારોનો વિશ્વાસ જાળવી રાખ્યો પણ ખાતા ખોલાવવા અંગેના નવા કડક નિયમોથી નકારાત્મક અસરની ભીતિ

**મુંજાલ સોની દ્વારા**

ભુજ, તા. ૪ : રોકાણના અનેક વિકલ્પોને પગલે કેટલાક વર્ષ પૂર્વે જેની ચાલ લંગડાઈ હતી એ પોસ્ટની નાની બચત યોજનાઓની ગતિ પુનઃ તેજ બની છે. વિશ્વસનીયતા અને સિનિયરો માટે સારા વ્યાજદર સહિતના મુદ્દે તથા અન્ય રોકાણોમાં પ્રવાહિતાના મુદ્દે રોકાણકારો ફરી બચત યોજના તરફ વળ્યા છે. કચ્છમાં ૨૦૦૮-૦૯ના નાણાકીય વર્ષની સરખામણીએ ૨૦૦૯-૧૦માં ડિપોઝીટમાં રૂ. ૨.૮૧ અબજનો નોંધપાત્ર વધારો થયો છે તો ૮૦૫૮૩ ખાતાનો ઈજાફો પણ થયો છે. અલબત્ત, હવે પોસ્ટની તમામ યોજનાઓમાં ખાતું ખોલાવવા ખાતેદારોએ રૂબરૂ જઈને ત્રણ જાતના આધાર સાથે ઓળખ પ્રસ્થાપિત કરવી પડે એવા નાણામંત્રાલયના નવા નિયમને પગલે નકારાત્મક અસર પડે તેવી ભીતિ છે. આ નિયમને લીધે કચ્છની પોસ્ટ ઓફિસોમાં છેલ્લા ત્રણ દિવસમાં મોટી સંખ્યામાં રોકાણની કામગીરી પર અસર થઈ ગઈ છે અને ગ્રામ્ય રોકાણકારોની મુશ્કેલી વધી છે.

કચ્છની વડી કચેરીના પોસ્ટ માસ્તર એન. ડી. ચાવડાએ 'કચ્છમિત્ર'ને આપેલી વિગતો મુજબ ૨૦૦૯-૧૦માં બચત યોજનાઓની કુલ્લ ડિપોઝિટ રૂ. ૭.૦૫ અબજ રહી હતી જ્યારે ૨૦૦૮-૦૯માં એ રૂ. ૪.૨૪ અબજ (જુઓ પાનું ૪)

### કચ્છમાં ૫૮૦૦૦ ખાતા સ્થગિત !

ભુજ, તા. ૪ : પોસ્ટ ઓફિસનો નિયમ છે કે સળંગ ત્રણ નાણાકીય વર્ષ દરમ્યાન કોઈ નાણાકીય વ્યવહાર થાય નહીં તો તેણે એ ખાતું સ્થગિત કરી દેવું પડે.

ભુજની મુખ્ય ટપાલ કચેરીમાં અત્યારે ૧૯૭૫થી અત્યાર સુધીના ફ્રીઝ કરી દેવાયેલા ૫૮૦૦૦ જેટલા ખાતા છે ! અલબત્ત, આ ૫૮૦૦૦ પૈકી લગભગ ૫૦૦૦૦ ખાતા તો એવા છે જેમાં રૂ. ૫૦થી પણ ઓછી રકમ (જુઓ પાનું ૪)

## કસાબને કોરડા વીંઝાય તોય અમને શું ?

**ખ્યાતિ જોષી દ્વારા**

**૨૬/૧૧ના આતંકીઓનો પહેલો 'ઘા' ઝીલ્યો એ કુબેરના ત્રણ હતભાગી ખલાસીના ગરીબ પરિવાર હજુ ન્યાયની રાહમાં**

સુરત, તા. ૪ : મુંબઈ પર થયેલા ૨૬/૧૧નાં આતંકવાદી હુમલમાં પાકિસ્તાની આતંકવાદી અજમલ કસાબને અદાલતે કસૂરવાર પુરવાર કર્યો પણ આતંકવાદીઓએ મુંબઈ પર હુમલો કરતાં પહેલાં મધ દરિયે કુબેર બોટને હાઈજેક કરીને તેના પર સવાર જે ત્રણ ખલાસીઓને મોતને ઘાટ ઉતાર્યા હતા એ કમનસીબ પરિવાર હજુ 'ન્યાય'ની રાહમાં છે. નવસારી નજીક વાંસી બોરસી ગામે રહેતાં ત્રણ મૃત્તક ખલાસીઓના પરીવારજનો દારૂણ ગરીબીમાં જીવી રહ્યાં છે.

મુંબઈ પર થયેલા હુમલમાં આતંકવાદી કસાબ અને તેની ટોળકીએ જે કોહરામ મચાવ્યો હતો તેનો પહેલો ઘા દરિયામાં કુબેર બોટમાં સવાર ખલાસીઓના માથે આવ્યો હતો. ગઈકાલે અદાલતે દેશ વિરૂદ્ધ ષડયંત્ર કરનાર અને મુંબઈ પરના આતંકવાદી હુમલામાં કસાબને કસૂરવાર ઠેરવ્યા બાદ 'કચ્છમિત્ર'એ મૃત્તક ખલાસીઓના પરિવારની મુલાકાત લેતાં દારૂણ ગરીબીની નક્કર હકિકત જાણવા મળી છે.

કુબેર બોટમાં વાંસી બોરસી ગામે રહેતાં મુકેશ અંબુ રાઠોડ, બલવંત ટંડેલ અને નટુ હળપતિ આતંકવાદી કસાબ અને તેની ટોળકીનો ભોગ બન્યા હતા. ત્રણેય મૃત્તકના પરિવારજનો સાથે મુલાકાત કરતાં બલવંત ટંડેલનાં પુત્ર ઉમેશે જણાવ્યું હતું કે, સરકાર માત્ર સહાયની વાતો કરે છે અત્યાર સુધી અમને અમારા વ્હાલસોયાનાં મૃત્યુનાં દાખલાં પણ આપ્યાં નથી. સાથે સહાય પણ એવી કરી છે કે, સાત વર્ષમાં ખલાસીઓ પાછાં ફરે તો સહાયની રકમ પાછી આપી દેવી.



દમયંતીબેન ટંડેલ અને લક્ષ્મીબેન રાઠોડ

બીજી તરફ બળવંત ટંડેલની પત્ની દમયંતિનું કહેવું છે કે, મારે બે દીકરીઓ છે તેને કઈ રીતે હું પરણાવીશ અને આગળનું જીવન (જુઓ પાનું ૪)

### હવામાન

| | મહત્તમ | લઘુતમ |
|---|---|---|
| ભુજ | ૩૮.૪° સે. | ૨૫.૫° સે. |
| નલિયા | ૩૪.૮° સે. | ૨૪.૯° સે. |
| કંડલા | ૩૫.૩° સે. | ૨૬.૫° સે. |
| માંડવી | ૩૩.૮° સે. | ૨૫.૨° સે. |

ભુજમાં ભેજનું પ્રમાણ સવારે ૮૩% સાંજે ૩૭%. પવનની ઝડપ ૧૩ કિ.મી. પ્રતિકલાક, દિશા : દક્ષિણ પશ્ચિમ.

રાજાણી ગ્રુપ
સ્ટાન્ડર્ડ મરચા પાવડર
RAJANI CHILLI POWDER
200g M.R.P. Rs.25/-
Customer Care : 02823-283501

માણો અમારી મિજબાની બનશે સફર મજાની
Royal Safari Camp
ભૂજ-અમદાવાદ હાઈવે પર શ્રેષ્ઠ મીડ-વે હોટલ નાઈટ સ્ટે, રહેવા તથા જમવા માટે શ્રેષ્ઠ
food & AC Cottages
રોયલ સફારી કેમ્પ
બજાણા, માલવણ ચાર રસ્તા પાસે, અમદાવાદ-વીરમગામ-કચ્છ હાઈવે, જી. સુરેન્દ્રનગર, M. 9925200657, 9909961115

સોનાના દાગીના ઉપર ધિરાણ મેળવો*
- વેલ્યુએશનના ૯૦% સુધીનું ધિરાણ*
- સરળ દસ્તાવેજો
- કોઈ માસિક હપ્તા નહિ.
- ખેડુતો માટે આકર્ષક વ્યાજ દર

સંપર્ક : સનરાઈઝ ટાવર, વિજયનગર, ભુજ.
Devendra
99257 46507
LOAN AGAINST GOLD
HDFC BANK
We understand your world
*Conditions apply.
Credit at the sole discretion of HDFC Bank.

જય અંબે
સ્મશાનયાત્રા / પ્રાર્થનાસભા
પૂ. ચંદુમા (ગઢશીશા) અને પૂ. જનકમાના પિતાજી



સ્વ. કલ્યાણજી હરિરામ ગણાત્રા
સ્વ. તા. ૪-૫-૧૦, ગઢશીશા
અમારા પરિવારના વટવૃક્ષ સમા વડીલશ્રીનું દુઃખદ અવસાન થયેલ છે. મા જગદંબા તેમના દિવ્ય આત્માને પરમ શાંતિ અર્પે એ જ પ્રાર્થના..

સ્વર્ગસ્થની સ્મશાનયાત્રા
તા. ૫-૫-૨૦૧૦, બુધવાર, સવારે ૯.૦૦ કલાકે

: પ્રાર્થનાસભા :
તા. ૬-૪-૨૦૧૦, ગુરુવાર, સાંજે ૪થી ૫
શ્રી અંબાજી મંદિર સત્સંગ હોલ, ગઢશીશા ખાતે

|| શોકમગ્ન પરિવાર ||
- પુત્રી : પૂ. ચંદુમા (અંબાજી મંદિર, ગઢશીશા)
- પુત્રી : પૂ. જનકમા (ગરુડેશ્વર - નર્મદા કિનારો)
- પુત્રી-જમાઈ : જયાબેન જાદવજી ઠક્કર (આણંદ)
- પુત્રી-જમાઈ : ઉષાબેન વિજયકુમાર ઠક્કર (માંડવી)
- પુત્ર : તુલસીદાસ કલ્યાણજી ગણાત્રા
- પુત્ર : હર્ષદ કલ્યાણજી ગણાત્રા
- પુત્રવધૂ : હીરાગૌરીબેન તુલસીદાસ ગણાત્રા
- પુત્રવધૂ : હર્ષાબેન હર્ષદ ગણાત્રા

તથા શ્રી અંબાજી મંદિર- ગઢશીશા અને સ્વ. હરિરામ વિશ્રામ ગણાત્રા સહપરિવાર, ગઢશીશા, તા. માંડવી-કચ્છ.

Digitally Archived by: www.realpatidar.com/library

## જથ્થાબંધ બજારના કેસમાં વેપારી કોઠારીને દશ દિનના વચગાળાના જામીન

ભુજ, તા. ૪ : અત્રેની જથ્થાબંધ બજારના કેસમાં ધરપકડ કરાયેલા છ આરોપીઓ પૈકી વેપારી પ્રબોધભાઇ દયાળજી કોઠારીના ૧૦ દિવસના વચગાળાના જામીન તા. ૨૨/૫ સુધી મંજૂર કરાયા હતા. પુત્રીના લગ્ન અનુસંધાને શ્રી કોઠારી માટે આ જામીન મગાયા હતા. ખાસ કોર્ટના ન્યાયાધીશ એ.એમ. ભીમાણીએ બંને પક્ષની દલીલો સાંભળ્યા બાદ વચગાળાના જામીનનો હુકમ કર્યો હતો. આ સુનાવણીમાં વેપારીના ધારાશાસ્ત્રી તરીકે સિનિયર વકીલ બિપિનભાઇ અંતાણી હાજર રહ્યા હતા. દરમ્યાન, અન્ય વેપારી શંભુભાઇ પોપટની જામીન અરજી બાબતે આજે સુનાવણી હાથ ધરાઇ ન હતી, જે આવતીકાલે હાથ ધરાશે.

## ગાંધીધામમાં કામદારોનું આંદોલન

ગાંધીધામ, તા. ૪ : ભારતીય ખાદ્ય નિગમના ગોદામોમાં ઠેકેદાર પ્રથા હેઠળ કામ કરતા ચારસોથી વધુ કામદારોએ વિવિધ મુદ્દે સૂત્રોચ્ચાર સાથે આંદોલન શરૂ કર્યું છે. એફ.સી.આઇ. વર્કર્સ યુનિયન (જેના ગ્રુપ)ના અહીંના અગ્રણી સામજી માયાની યાદીમાં જણાવ્યા પ્રમાણે ઠેકેદાર પ્રથા દૂર કરવા, નિયત મજૂરીનું ચૂકવણું, બોનસ આપવા સહિતના પ્રશ્ને દેશભરમાં શરૂ કરાયેલ આંદોલનના ભાગરૂપે અહીંના કામદારો પણ જોડાયા છે. જેમાં સંતોષ, શરદ પરેડા, નંદુ યાદવ તથા અન્યો ભાગ લઇ રહ્યા છે.

# બોગસ તબીબોની ફાઇલ કચેરીમાંથી ગુમ ?

**ગતવર્ષે ૧૧૩ જણની નામાવલિ તૈયાર કરાયા પછીની ઘટના**

ભુજ, તા. ૪ : ડિગ્રીવિહોણા તબીબો વિરુદ્ધ ગતવર્ષે હાથ ધરાયેલી રાજ્યવ્યાપી ઝુંબેશના પગલે કચ્છમાં આરોગ્ય વિભાગે ૧૧૩ જણની યાદી તૈયાર કરી તે વખતે કેટલાક શખ્સો સામે ફોજદારી થઇ અને છેલ્લે કેટલાક દિવસ પૂર્વે ગાંધીધામ વિસ્તારમાં સાત જણ વિરુદ્ધ પોલીસ કાર્યવાહી થઇ હતી પરંતુ ૧૧૩ની નામ-સરનામાવાળી ફાઇલ કચેરીમાંથી 'ગુમ' થઇ ગઇ હોવાની ચર્ચા ઊઠી છે.

ગત વર્ષના માર્ચ મહિને જિલ્લા આરોગ્ય તંત્રે સર્વે કરીને કચ્છભરના ૧૧૩ ડિગ્રીવિહોણા તબીબોની નામાવલિ સરનામા સહિત તૈયાર કરીને પોલીસને પણ સોંપાઇ હતી. મુઠ્ઠીભર શખ્સો સામે પોલીસે કાર્યવાહી પણ કરી, બાદમાં આવા કહેવાતા ક્લિનિકમાં ફટાફટ તાળાં લાગી ગયાં, નકલી તબીબો ભૂગર્ભમાં ચાલ્યા ગયા.

કેટલીક જગ્યાએ પોલીસને સાધી લેવાના આક્ષેપ ઉઠ્યા હતા. આરોગ્ય તંત્રે પણ પોલીસતંત્રની ઢીલી કામગીરી સામે અસંતોષ પણ વ્યક્ત કર્યો હતો. પણ અત્યારના સંજોગોમાં અંતરંગ વર્તુળોના કહેવા અનુસાર કેટલાક સમયથી બોગસ તબીબોની માહિતી ધરાવતી ફાઇલ ગુમ થઇ ગઇ છે. કચેરીમાં એવી ચર્ચા છે કે કોઇએ જાણી જોઇને ગુમ કરી છે કે આડે હાથે રાખી દેવાઇ છે તે પ્રશ્ન છે.

દરમ્યાન, આ અંગે જિલ્લાના મુખ્ય આરોગ્ય અધિકારી ડો. એસ. કે. મોઢનો સંપર્ક સાધતાં તેમણે કહ્યું હતું કે, પોતે હોદ્દાનો કાર્યભાર સંભાળ્યો તેને હજુ થોડો જ સમય થયો છે. માટે તે બોગસ તબીબની ફાઇલથી અજાણ છે પણ પોતે તપાસ કરશે.

# ગાંધીધામમાં ગટરની પીડા હતી ત્યાં હવે પીવાનાં પાણીની બબાલ શરૂ થઇ

**અમુક જ ભાગમાં મહિનાઓથી પાણી ન મળતું હોવાથી નાગરિકો કચેરીએ ધસી ગયા**

ગાંધીધામ, તા. ૪ : શહેરના નવી-જૂની સુંદરપુરી વિસ્તારના ધોબીઘાટ, ભરવાડવાસ, ઇમામ ચોક જેવા અનેક વિસ્તારોમાં છેલ્લા કેટલાક સમયથી પાણી ન આવતાં આવી અંગ દઝાડતી ગરમીમાં લોકો હાલાકી ભોગવી રહ્યા છે. વિસ્તારના લોકોએ સુધરાઇ કચેરી ખાતે ધસી આવી આ અંગે રજૂઆત કરી હતી.

શહેરના રામપથ રોડ, મહેશ્વરીનગર ઝૂંપડા, તોયબા મસ્જિદ વિસ્તાર, આહીરવાસ, ભરવાડવાસ, ધોબીઘાટ, મહેશ્વરીવાસ, ઇમામ ચોક જેવા વિસ્તારોમાં સુંદરપુરી અને જગજીવનનગરના પાણીના ટાંકામાંથી પીવાનું પાણી વિતરણ કરવામાં આવે છે. આ વિસ્તારના કેટલાક ભાગોમાં છેલ્લા કેટલાક મહિનાઓથી પાણીની કટોકટી સર્જાઇ છે. આ વિસ્તારોમાં આવતી લાઇનોમાં અનેક વખત ભંગાણ સર્જાયું છે અને તેને મરંમત કરવા હજારો રૂપિયા ખર્ચાયા છે, છતાં લોકો તો તરસ્યા જ રહ્યા છે. સૂત્રોના કહેવા મુજબ આવી કાળઝાળ ગરમીમાં પણ પીવાનું પાણી નહીં આવતાં લોકોનો પારો ઊંચો ગયો હતો અને લોકો નગરપાલિકા કચેરી ખાતે ધસી આવ્યા હતા. લોકોને માત્ર આશ્વાસન અપાયા બાદ તંત્રના અમુક અધિકારીઓ જગજીવનનગર ટાંકા ઉપર ધસી ગયા હતા અને અમુક કર્મચારીઓને ખખડાવ્યા હતા. ચોક્કસ કર્મચારીઓના કારણે જ આ સમસ્યા ખડી થઇ હોવાનું સૂત્રોએ જણાવ્યું હતું.

## સુગારિયા ફાટક પાસે બાઇક પરથી ફંગોળાતાં મહિલાનું થયેલું મોત

ગાંધીધામ, તા. ૪ : અંજાર તાલુકાના સુગારિયા ફાટક પાસે બાઇક પરથી ફંગોળાઇ જતાં રતનાલના ભાનુબેન ગોવિંદ દરજી (ઉ.વ. ૩૮)નું મોત થયું હતું.

રતનાલમાં રહેતા માતા-પુત્ર બાઇક નંબર જી.જે. ૧૨- એ.જી. ૭૩૬૫ ઉપર ગઇકાલે સત્તા પરથી રતનાલ બાજુ આવી રહ્યા હતા. દરમ્યાન સાંજે ૪ વાગ્યાના ગાળામાં આ અકસ્માત સર્જાયો હતો, તેવું પોલીસે જણાવ્યું હતું. સુગારિયા ફાટક પાસે જમ્પ આવતાં બાઇક પાછળ બેઠેલા હતભાગી ભાનુબેન નીચે પડ્યા હતા. તેમને માથામાં ગંભીર ઇજાઓ થતાં તેમણે છેલ્લા શ્વાસ લીધા હતા. મહેશ ગોવિંદ દરજીએ પોતાના નાના ભાઇ મિતેશ વિરુદ્ધ પોલીસ મથકે ફરિયાદ નોંધાવતાં વધુ તપાસ પોલીસે હાથ ધરી છે.

## જથ્થાબંધ બજારના કેસમાં તપાસની સત્તાના મામલે ૨૬ જૂનની મુદ્દત

ભુજ, તા. ૪ : અત્રેની જથ્થાબંધ બજારના કેસમાં સી.આઇ.ડી. (ક્રાઇમ)ને તપાસ સોંપવાના હુકમને હાઇકોર્ટમાં પડકારતાં કેસમાં આજે સુનાવણી હાથ ન ધરાતાં નવી મુદ્દત તા. ૨૧/૬ મુકરર કરાઇ છે.

આ કેસમાં આજે રાજ્યની હાઇકોર્ટમાં કામના ભારણના કારણે સુનાવણી થઇ શકી ન હતી. અલબત્ત, સુનાવણી માટે સરકાર વતી મુખ્ય સરકારી વકીલ, કેસના ફરિયાદી હેનરી ચાકો વતી એડવોકેટ નાયક અને વેપારીઓ વતી ધારાશાસ્ત્રી સૈયદ હાજર થઇ ગયા હતા. નવી મુદ્દત તા. ૨૧/૬ના આ કિસ્સાનો નિર્ણય આવી જાય તેવી સંભાવના છે.

અત્રે ઉલ્લેખનીય છે કે, ભુજની જથ્થાબંધ બજારના કેસમાં ફરિયાદ દાખલ થયા બાદ ભુજ ચીફ કોર્ટે સીઆઇડી (ક્રાઇમ)ને તપાસ કરવાનો હુકમ કર્યો હતો. ચીફ કોર્ટને આવા હુકમની સત્તા ન હોવાનો મુદ્દો આગળ ધરી તેને હાઇકોર્ટમાં લઇ જવાયો છે.

## અંજારમાં મોબાઇલ પર્સ તફડાવતી મહિલા પકડાઇ

અંજાર, તા. ૪ : શહેરમાં પોલીસની નિષ્ક્રિયતા વચ્ચે વધતા જતા ચોરી-ચીલ ઝડપના બનાવોથી પ્રજામાં રોષની લાગણી ફેલાયેલી છે. ત્યારે જ શાકમાર્કેટમાં ચોરી કરતા રંગેહાથ પકડાયેલી મહિલાઓ પાસેથી મોબાઇલ રોકડ રકમ જપ્ત કરી જાહેરમાં ધોલાઇ કરાતાં મોટી સંખ્યામાં શહેરીજનો એકઠા થઇ ગયા હતા.

શાકમાર્કેટમાં ખરીદી કરવા આવતી મહિલાઓની નજર ચૂકવીને ચીલઝડપના બનતા રોજિંદા બનાવો પાછળ કોઇ મહિલાઓ સક્રિય હોવાની અનેક ફરિયાદો થવા છતાં પોલીસ દ્વારા કોઇ પગલાં ન લેવાતાં આવા તત્ત્વો પેંધા પડી ગયા છે પરંતુ આજે પર્સ-મોબાઇલ તફડાવીને ભાગતી મહિલાને લોકોએ ઝડપી લઇ જાહેરમાં ધોલાઇ કરતાં આ મહિલાઓએ ચોરેલા મોબાઇલ તથા રોકડ રકમ આપી દીધા હતા જોકે આ મહિલાને પોલીસે રાઉન્ડઅપ કરી હોત તો અનેક ચોરીના ભેદ ખુલ્યા હોત પણ તેવું થયું નહીં.

# ૧૫મી મેથી મતદારોના ફોટોગ્રાફ મેળવવા ઝુંબેશ

**એક માસ દરમ્યાન ફોટા સંદર્ભે સહકાર આપવા નાગરિકોને અપીલ**

ભુજ, તા. ૪ : ભારતના ચૂંટણીપંચની સૂચનાને પગલે વિધાનસભા મતવિસ્તારની મતદાર યાદીઓમાં યોગ્ય રીતે નોંધાયેલા મતદારોના નામો સાથે તેમનો ફોટો પણ મતદાર યાદીમાં અચૂકપણે સમાવિષ્ટ થાય તે માટે ચૂંટણીતંત્ર દ્વારા ઘનિષ્ઠ પ્રયાસો આદરાયા છે. આ સૂચનાને પગલે તા. ૧૫મી મેથી એક માસ દરમિયાન આ કામગીરી માટે જિલ્લામાં ઝુંબેશનો આરંભ કરવામાં આવશે.

જિલ્લા ચૂંટણી અધિકારી અને કચ્છ કલેક્ટર દ્વારા કચ્છ જિલ્લામાં તમામ વિધાનસભા મત વિભાગોની મતદારયાદીમાં નોંધાયેલા મતદારો પૈકી જેમના નામ સામે ઓળખકાર્ડ નંબર દર્શાવવામાં આવ્યા છે. પણ ઇમેજીસ (ફોટોગ્રાફસ) નથી તેવા મતદારો તથા જેમના નામ સામે નંબર/ઇમેજીસ નથી તેવા મતદારો પાસેથી ફોટોગ્રાફ મેળવવા માટેની કામગીરી બૂથ લેવલ ઓફિસરોને સુપરત કરવામાં આવી છે.

૧૫મી મેથી ૧૫મી જૂન દરમિયાન બૂથ લેવલ ઓફિસર દ્વારા મતદારયાદીમાં ફોટોગ્રાફ બાકી હોય તેવા મતદારોનો રૂબરૂ સંપર્ક કરવામાં આવશે. સાથો-સાથ આવા બાકી મતદારોને પણ તેમના કે કુટુંબના સભ્યો કે જેઓ મતદાર હોય તેમના પાસપોર્ટ સાઇઝના ફોટોગ્રાફ નિયત નમૂનામાં બૂથ લેવલ ઓફિસરને આપવા જિલ્લા ચૂંટણી તંત્રે અનુરોધ કર્યો છે.

ઝુંબેશ અંતગર્ત જે મતદાર પાસે ઓળખકાર્ડ હોય પરંતુ મતદારયાદીમાં ઇમેજીસ ન હોય તેવા મતદારે પણ ફોટોગ્રાફ આપવાનો રહેશે ઇમેજ (ફોટોગ્રાફ) મતદારયાદીમાં સામેલ કરી શકાય, આ માટે મતદારોને બૂથ લેવલના ઓફિસરને જરૂરી સહકાર આપવા પણ તંત્ર દ્વારા અનુરોધ કરવામાં આવ્યો છે.

આ અંગે મુશ્કેલી જણાય તો સંબંધિત તાલુકા મામલત-દાર કચેરી અથવા પ્રાંત અધિકારીની કચેરીનો સંપર્ક માહિતી અને માર્ગદર્શન મેળવી શકાશે, તેમ જિલ્લા ચૂંટણી અધિકારી અને કલેક્ટર કચ્છ દ્વારા જણાવાયું છે.

## જિ.પં.ના કર્મચારીઓને પગાર ચૂકવવા નિર્ણય

ભુજ, તા. ૪ : વર્કપ્લાન વેળાસર ન પહોંચવાના કારણે જિલ્લા પંચાયત ભવનના કર્મચારીઓના પગાર અટકાવવાના પગલાંનો ગઇકાલે ઊહાપોહ અને રજૂઆત થયા બાદ અંતે સત્તાવાળાઓએ માનવીય અભિગમ અપનાવીને તમામને વેતન ચૂકવણીના આદેશ કર્યા હતા. સંગઠનના અગ્રણીઓએ સંતોષ વ્યક્ત કર્યો હતો.

## થાણામાં સાસુનો કાન તોડી નાખનારી પુત્રવધૂ પકડાઇ

થાણા (મહારાષ્ટ્ર), તા. ૪ : અહીં મૂળ કચ્છના કાંતાબેન નરેન્દ્ર ઠક્કર ઉપર હુમલો કરી, તેમનો કાન તોડી નાખનારી તેમની પુત્રવધૂ તૃપ્તિ સચિન ઠક્કર અને તેના પિતા રતન બોરિચાની પોલીસે ધરપકડ કરી હતી.

# કચ્છના કારીગરોને રાષ્ટ્રીય કક્ષાની ડિઝાઇન સંસ્થામાં તાલીમની તક

**સ્થાપત્યના જાણકારો પણ ભાગ લઇ શકશે : ખમીર સંસ્થાએ કરેલી પહેલ**

ભુજ, તા. ૪ : ભારતીય શિલ્પ સંસ્થાન (આઇ.આઇ.સી.ડી.), જયપુર તથા કચ્છની સંસ્થા ખમીર-ક્રાફ્ટ રિસોર્સ સેન્ટર દ્વારા કચ્છના હસ્તકલા તથા સ્થાપત્યના યુવા કારીગર ભાઇ-બહેનોને ઉચ્ચ ડિઝાઇન શિક્ષણ મળી રહે તે માટેના પ્રયાસ હાથ ધરવામાં આવતાં કચ્છના યુવા કારીગર ભાઇ-બહેનોને ઉચ્ચ ડિઝાઇન શિક્ષણ માટેની એક તક પ્રાપ્ત થઇ છે.

ભારતીય શિલ્પ સંસ્થાન (આઇ.આઇ.સી.ડી.)એ પરંપરાગત જ્ઞાન અને કૌશલ્યોનું આધુનિક જરૂરિયાતો સાથે સંકલન કરીને આજના ભારતને અનુરૂપ ડિઝાઇનો વિકસાવવા માટે પ્રયત્નશીલ શૈક્ષણિક સંસ્થા છે. હાલ આ સંસ્થાનું વ્યવસ્થાપન અંબુજા શૈક્ષણિક સંસ્થાન હસ્તક છે. ખમીર-ક્રાફ્ટ રિસોર્સ સેન્ટર, થોડા વર્ષોથી કચ્છની હસ્તકળાઓ તથા હસ્તકળાના કારીગરોના વિકાસ માટે કાર્ય કરે છે અને તે બાબતે ઉપયોગી નિવડે તેવી પ્રવૃત્તિઓ સતત કરે છે.

ખમીર સંસ્થાની એક યાદીમાં જણાવ્યા પ્રમાણે પરંપરાગત કલાઓને આધુનિક બજારમાં સ્થાન જાળવવા માટે નવતર ડિઝાઇનની સતત જરૂરિયાત રહે છે. આ નવી ડિઝાઇનો, જે તેમની પરંપરા સાથે જોડાયેલી હોય તો, તેમની પરંપરા જાળવવાની સાથે તે કલાને નવું બજાર પણ મેળવી આપે છે. આ સંજોગોમાં યુવા કારીગરો જે પોતાની કળામાં નિષ્ણાત હોય તેમના માટે ડિઝાઇન શિક્ષણનું મહત્ત્વ વધી જાય છે. આધુનિક શિક્ષણથી તેઓ પોતાની કલામાં નવા પરિવર્તનો લાવવામાં સક્ષમ બને છે અને સાથે સાથે તેમના પરંપરાગત જ્ઞાનને માન્યતા મળે છે. ભારતમાં ભાગ્યે જ ઉચ્ચ કક્ષાના વિદ્યાલયોમાં કારીગરોને સીધા પ્રવેશની તક મળે છે. ત્યારે જયપુર ખાતેની આઇ.આઇ.સી.ડી.માં પ્રવેશ મેળવવા માટે પ્રયાસ ખમીર-ક્રાફ્ટ રિસોર્સ સેન્ટર અને આઇ.આઇ.સી.ડી. દ્વારા થઇ રહ્યો છે.

બંને સંસ્થાઓ દ્વારા પ્રવેશ મેળવનારામાંથી કચ્છના ચાર કારીગરોને તેમની આર્થિક પરિસ્થિતિ ધ્યાનમાં રાખીને આંશિક આર્થિક સહયોગની જોગવાઇ પણ કરી આપવામાં આવશે. રસ ધરાવતા યુવા કારીગર ભાઇ-બહેનોએ તેમના સ્વઅક્ષરમાં તેમની શૈક્ષણિક લાયકાત, હસ્તકલા ક્ષેત્રનો અનુભવ વિગેરે વિગતો સાથે તા. ૧૨મી મે, ૧૦ સુધી ખમીર ક્રાફ્ટ રિસોર્સ સેન્ટર પર અરજી કરવા જણાવાયું છે. અરજી ખમીર ક્રાફ્ટ રિસોર્સ સેન્ટર, બીએમસીબી સોશ્યલ સિટીની પાછળ, લાખોંદ ચોકડીથી કુકમા જવાના રસ્તા પર, કુકમા (ભુજ) પીન : ૩૭૦૧૦૫ને મોકલવી અને વધુ માહિતી માટે જિજ્ઞેશભાઇ ખત્રી, ૦૨૮૩૨-૨૭૧૨૭૨, ૯૮૭૯૬ ૬૨૭૯૪ પર સંપર્ક કરવા જણાવાયું છે.

## આયર્લેન્ડને જીતવા ૧૨૧ રનનો પડકાર

ગુયાના, તા. ૪ : આઇસીસી વર્લ્ડકપની ગ્રુપ ડીની મેચમાં આજે ઇંગ્લેન્ડે આયર્લેન્ડને જીતવા ૧૨૧ રનનો પડકાર ફેંક્યો હતો.

આ ટ્વેન્ટી-૨૦ ટુર્નામેન્ટમાં આયર્લેન્ડે ટોસ જીતીને ફિલ્ડીંગ પસંદ કર્યા બાદ ઇંગ્લેન્ડે ૨૦ ઓવરમાં આઠ વિકેટે ૧૨૦ રન કર્યા હતા. જેમાં મોર્ગન (૩૭ દડામાં ૪૫) અને રાઇટે (૨૦) નોંધપાત્ર યોગદાન આપ્યું હતું. રેન્કીંન અને ઓબ્રેને બબ્બે વિકેટ ખેરવી હતી.


## ધંધાદારી

રુદ્રાક્ષ જ્યોતિષ — ભુજ. મો : ૯૭૨૪૭ ૦૯૪૧૩ — ૧૦૦% ગેરંટી, જન્માક્ષર, ધંધો, નોકરી, સંતાનયોગ, વિદેશયોગ, ભૂમિ દોષ, ઘરકંકાસ, કોર્ટ કચેરી, પિતૃદોષ, પતિ પત્ની, અણબનાવ, કાલસર્પદોષ, કાવતરું જેવા કઠિન પ્રશ્નોનો નિકાલ માટે મળો. આશિષ એપાર્ટમેન્ટ, પહેલો માળ, ફ્લેટ નં.૧૦૧, જી.ઇ.બી. સામે, હોસ્પિટલ રોડ, ભુજ. સમય : સવારે ૯ થી સાંજે ૭ • ફી : રૂ. ૩૧

ISO 9001-2000 Certified Co. ઓરીજીનલ બ્રાન્ડેડ R.O. સિસ્ટમ ડોલ્ફીન 4444/- ક્રિસ્ટલ 3456/- તો હવે એસેમ્બલ શા માટે? મયુર એન્ટરપ્રાઇઝ ભુજ - 94271 66544, 93754 08384. HEALTHY — પરચૂરણ કામ માટે માણસ જોઇએ છે

જ્યોતિષી ભાસ્કર મારાજ — મો. ૯૯૯૮૭ ૭૯૫૬૯, ઘર : ૨૪૨૧૧૨ — મફત સલાહ, સચોટ નિદાન. રત્નો પહેરવા અંગે માર્ગદર્શન તથા રિયલ રત્ન મેળવવા માટે દરેક જાતના કર્મકાંડ તથા વિધિ-વિધાન માટે. નિલકંઠ સોસાયટી, હાલાઇનગર પાછળ, નવાવાસ-માધાપર. E-mail : bhaskarjoshi_71@yahoo.co.in

સાચી સલાહ, સચોટ ઉપાય વીસ હજાર લોકોને ફાયદો — જ્યોતિષી શંકર ગોર — M. 93 77 29 17 17- ભુજ

સ્ટાર બેન્ડ પાર્ટી — આપના શુભ પ્રસંગે બેન્ડ પાર્ટી, ઢોલ, શહેનાઇ તેમજ ઓરકેસ્ટ્રા માટે સંપર્ક કરો — મોહમદભાઇ-99257 78360, ભારતનગર, ભુજ.

હરસ • મસા • ભગંદર • ગેસ • એસિડીટી • કબજીયાત તથા પાચનતંત્રના સર્વે વિકારો માટે — શુદ્ધ આયુર્વેદ - પંચકર્મ ઉપચાર — વૈદ્ય જીગર ગોર (આયુર્વેદ કન્સલટન્ટ) — શ્રી માધવસ્મરણમ્ આયુર્વેદ ક્લિનિક, લોહાણા સમાજવાડી પાસે, માધાપર, ભુજ-કચ્છ. Ph. : 242272, M. 97241 57515

TITAN • FASTRACK • SONATA — જીતેન ટાઇમ — ડૉ. દિલ્હીવાલા હોસ્પિટલની બાજુમાં, હોસ્પિટલ રોડ, ભુજ.

કોમોડીટી-સમ્રાટ — ગોલ્ડ+સિલ્વર+ક્રુડ ઓઇલ+કોપર+નીકલ+લેડ+ઝીંક+નેચરલ ગેસ — ફ્રી ટ્રાયલ માટે SMS com 56161 (મો):098255 78092 — www.commoditysamrat.com

ભુજ, ગાંધીધામ, કંડલામાં BSNL વાયરલેસ બ્રોડબેન્ડ કનેક્શન (વાયમેક્સ) — રૂ. ૧૦૦૦માં અનલિમિટેડ — ઓરબીટ સાયબર શોપી, આશુતોષ એપાર્ટમેન્ટ, ઘનશ્યામનગર, ભુજ. ફોન : ૨૨૨૯૬૫ મો. ૯૪૨૮૯ ૨૮૦૫૭, ૯૮૨૫૧ ૮૧૨૫૦

રામાણી ટ્રાવેલ્સ — નખત્રાણા-222239, માધાપર-242115, કુકમા-271246, અંજાર-242029, આદિપુર-260035, સુંદરપુરી-226055, ગાંધીધામ-239076, ભચાઉ-98252 12537, સામખિયાળી-99989 26191, વિસનગર-223741, ઊંઝા-253485, પાટણ-232012, ચાણસ્મા-222902

શ્રી ઉમિયા કૃપા — રામાણી ટ્રાવેલ્સ — Ph. 224896, 254825 — ભુજથી વિસનગર-ઊંઝા, પાટણ, ચાણસ્મા, હારિજ, રાધનપુર ડેઇલી રાત્રે ૮-૩૦ કલાકે. સ્લીપર-સીટિંગ. લક્ઝરી બસ ભાડે મળશે. RAIL, AIR & BUS BOOKING

શ્રી ઉમિયા ગ્રુપ આયોજીત ॥આશાપુરા પાર્શ્વનાથ॥ — ઓફિસ તા. ૫-૫ થી ૭-૫ બંધ રહેશે. રૂ.૧૦૦ વાળી યોજનાની ૨૬મી મીટીંગ તા. ૯-૫-૧૦ના બપોરે ૩ કલાકે ઓફિસ મધ્યે રાખેલ છે.

+ સાંઇ હર્બલ ક્લિનિક-રાજકોટ + ડો. હેમાંશુ જોશી મો. 98242 20157 B.A.M.S. Ary. Consultant — કહ્યા વગર દારૂ છોડાવો, વ્યસનમુક્તિ કેન્દ્ર — ડાયાબિટીસ, સંધિવા મુક્તિ કેન્દ્ર — સંતાનપ્રાપ્તિ-પુત્રપ્રાપ્તિ કેન્દ્ર — સોર્યાસીસ-સફેદ દાગ મુક્તિ કેન્દ્ર — સૌંદર્ય-વાળના રોગોનું સારવાર કેન્દ્ર, વજન ઘટાડો, ઊંચાઇ વધારો, નંબર ઉતારો. દર મહિનાના બીજા શનિવારે ગાંધીધામમાં મળશે

વાઇડ રેન્જ ઉપલબ્ધ — સમતા ફર્નિચર — લાલ ટેકરી, ભુજ, ફોનઃ ૨૫૪૯૬૮

Phoenix Garden — માધાપર હાઇવે રોડ, જ્યોતિ પાર્ક પાસે (ગડા) — સંપુર્ણ ઇન્ફ્રાસ્ટ્રકચર સાથે રસ્તા, બાઉન્ડ્રી, પાણી, ડ્રેનેજ પ્લાન્ટેશન સાથેની આધુનિક ટાઉનશીપ — શ્રી હરિ ડેવલોપર્સ (દલીના) મો : 97275 49300, મો : 98792 65652

મહારાજ માર્કેટીંગ — તાલપત્રી — પ્લાસ્ટીક તથા કોટનની વેચાણથી મળશે — ભુજ : માધાપર હાઇવે, કાર્ગોની સામે, ૦૨૮૩૨ ૨૯૯૩૪૨, ૯૮૭૯૬ ૪૮૨૩૪ — ગાંધીધામ : વિપુલભાઇ : ૯૯૭૯૫ ૪૫૧૪૭ — રાજકોટ : કુવાડવા રોડ ૦૨૮૧ ૨૪૭૪૮૦૮

ADMISSION OPEN — CHANAKYA — NOON SCHOOL — ENG.MED. Jr.KG/Sr. KG FEES Rs. 600 MONTHLY — ગુજ. માધ્યમ સોપાન-૧/૨ માસિક ફી ફક્ત રૂ.૪૦૦ — સ્કૂલ બસ સેવા નિઃશૂલ્ક — CHANAKYA ACADEMY CALL : 235050/51

computer SOLUTIONS — Laptop Lenovo • Core2Duo 2.20Ghz • Ram 2GB • Hard Disk 320 GB • DVD Writer • 14.1'' WLCD Screen • Graphics Card 256MB — Webcam, Wifi, Bluetooth, Card Reader @ 28,??? — Shop No. 10, 2nd Floor, Ramaiya Complex, Maherali Chowk, Bhuj. Ph : 254143. Mo. 99 13 55 66 33

(૧૦) ૧૧, ૧૨ આર્ટસમાં પ્રવેશ શરૂ, ૬ મેથી બેચ શરૂ — • વ્યાકરણનું સચોટ માર્ગદર્શન • 1 to 12 CBSC કોર્સના અલગ બેચીસ — દિવ્ય ટ્યુશન ક્લાસીસ — સમય : ૫થી ૭ મળવું. શેરી નંબર ૫, પોસ્ટ ઓફિસ પાસે, સહયોગનગર-ભુજ. ૧૦, ધનંજય કોમ્પ્લેક્ષ, શ્રીજીનગર, અરિહંતનગર રોડ, ભુજ. Mo. 98258 95779, સમય ૧૦થી ૧૨ (મળવું)

પથરીનો ૧૦૦% ગેરંટીથી નિકાલ — વજન વધારો/ઘટાડો માત્ર ૩૦ દિવસમાં, ચહેરા પરના મસા જેવા રોગોની ૧૦૦% અકસીર આયુર્વેદિક દવાઓ મળશે — લાઇફ લાઇન આયુર્વેદિક મેડીકલ — મોર્ડન ટોકીઝ પાસે, ભુજ. DBZ (સાઉથ) ૧૪૮, ઝંડા ચોક પાસે, ગાંધીધામ. મો. ૯૮૭૯૩ ૭૫૭૨૦

કંકોત્રી — લેટેસ્ટ વેરાયટી — આદર્શ ભુજ, શાંતિ ચેમ્બર્સ, S.B.I. બેંકની સામે, સ્ટેશન રોડ Ph : 226286 Mo. 94272 49398 — આદર્શ માંડવી, કે.ટી.શાહ રોડ, જૈન દેરાસર સામે, Ph : 223498 Mo. 98253 55286

## ટચૂકડી

જોઇએ છે. કાર ડેકોરા લાઇનના અનુભવી માણસની જરૂર છે. પગાર લાયકાત મુજબ — M. 99797 19170-ભુજ

ભાડે આપવાની છે — ગીતા માર્કેટમાં દુકાન : ૧ (નંબર ૯૩) — સંપર્ક : ૯૯૦૯૦૩૦૮૯૦

જોઇએ છે — મીરઝાપર સર્વે નં.૧૯ માં ડેવલપમેન્ટ માટે સારા પ્લોટ — સંપર્ક : 98258 47514

મકાન વેચવાનું છે — 5 BHK, West Open ભાનુશાલીનગર, ભુજ-કચ્છ — M. 98791 50287

જોઇએ છે — એ.સી. ના કારીગર — રૂબરૂ મળો — ઉષા રેફ્રિજરેશન & પેરીસ એરકુલીંગ, આમ્બેડકર ભવન પાસે, વિજય નગર, હોસ્પિટલ રોડ, ભુજ-કચ્છ — મો : ૯૮૨૫૨ ૧૫૯૨૯

જોઇએ છે — ઓફિસ બોય — ૨૦૬, શાહ કોમર્શિયલ સેન્ટર, પટેલ પેટ્રોલ પંપ સામે, સ્ટેશન રોડ, ભુજ. એલ્યુ. પાર્ટિશન લેવાનું છે — મો. 98254 39388

પ્લોટ વેચવાના છે — હિલવ્યુ — માધાપર સ.નં. ૩૫૧ — વેચવાની છે ટાટા ઇન્ડિકા ટર્બો DLG (સીંગલ ઓનર) — M: 99258 73980

Hospital / Office — Available on Rental Basis. Prime Location. Area - 1900 sq.ft. at Gandhidham. — Mo. 9909475357

જોઇએ છે — સ્ટેશનરી તથા ઝેરોક્ષ કામના અનુભવી માણસ-૧ તેમજ પરચૂરણ કામ માટે-૧ — ફ્યુચર શોપ : આઇયા એપાર્ટમેન્ટ, જ્યુબિલી ગ્રાઉન્ડ સામે, ભુજ-કચ્છ. 97144 78833/99245 35860

જોઇએ છે — ગીફ્ટ આર્ટીકલ્સની દુકાન માટે માણસ — SAJAVAT — કલ્પતરૂ ગેસ ઓફિસની સામે, હો.રોડ, ભુજ.

કાઉન્ટર બોય જોઇએ છે — આઇસ્ક્રીમ પાર્લર માટે — પગાર 3000/- — સંપર્ક : M. 98259 93294

મકાન વેચવાનું છે — કૈલાસનગર એસ.ટી. વર્કશોપ પાસે, ભુજ-કચ્છ. — (M.) 90996 48436

વેચવાનું છે — હોસ્પિટલ રોડ ટચ ઓફિસ — ભાવેશ્વરનગર, લાલ ટેકરી, ઘનશ્યામનગરમાં ફ્લેટ — છઠ્ઠીબારી રીંગ રોડ નજીક દુકાન — જમીન મકાન પ્લોટ લે-વેંચ માટે સંપર્ક કરો — M. 94289 45966 — દલાલોએ તસ્દી લેવી નહીં

+ જોઇએ છે + — લેબોરેટરી ટેકનિશિયન — પગાર + ઇન્સેન્ટિવ — સંપર્ક મો. ૯૮૭૯૭ ૧૬૧૫૦

જોઇએ છે — ભુજ ઓફિસ માટે કોમ્પ્યુટર ઓપરેટર (મેલ) — સારા પગારથી — Mo : 93743 12332

CHANGE OF NAME OF DEED — I KANTA AMARNATH GORSIA OF 59, WEST WAY, NEASDAN, LONDON NW-10, OLP. ENGLAND, I HEAR BY DECLARE TO SAY THAT I DO CHANGE MY SURNAME FROM KANTA AMARNATH MANJI TO KANTABEN AMARNATH GORSIA

જોઇએ છે — Associate vodafone — •એક્ઝીક્યુટીવ •ટેલી કોલર (ફિમેલ) — પગાર+ઇન્સેટીવ — મારૂતી કોમ્યુનિકેશન, ૨, પ્રથમ માળે, જન્નત મસ્જીદ બિલ્ડીંગ, હાટકેશ્વર મંદિરની બાજુમાં, ઉપલીપાળ રોડ, ભુજ — Mo : 99095 80878, 99090 71278

દુકાન ભાડે આપવાની છે — આદિપુરમાં રોડ ટચ મોકાની દુકાન ચોસઠ બજારની પાછળના વિસ્તારમાં — M. 99094 75598

બપોરે ટા. 3.30 ઢોલો મારા મલકનો — એક જબરદસ્ત ચિત્ર — કરો યા મરો 2 — કરો યા મરો ભાગ-૨ (યાને પ્રતિશોધ) ટા. ૧૨.૩૦, ૬.૩૦, ૯.૩૦ — લક્ષ્મી ટોકીઝ-અંજાર


મેનેજિંગ એડિટર : **કુન્દન વ્યાસ,** તંત્રી : **કીર્તિ જયંત ખત્રી,** મુદ્રક અને પ્રકાશક : **શૈલેષ હંસરાજ કંસારા,** સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી કચ્છમિત્ર પ્રિન્ટીંગ પ્રેસ,ઇન્દ્રાબાઇ પાર્ક પાસે, ભુજ-કચ્છમાં છાપ્યું અને તે જ સ્થળેથી પ્રસિદ્ધ કર્યું છે, ઇ-મેઇલ : kutchmitra@yahoo.com. / kutchmitra@rediffmail.com. ■ **મુંબઇ ઓફિસ** : જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, ફોર્ટ, મુંબઇ-૧, ટે.નં. (૦૨૨) -૨૨૮૭૦૮૩૧-૩૪, ■ **અમદાવાદ કાર્યાલય :** ૨૦૨, કલિંગ કોમ્પ્લેક્ષ, બાટા શો રૂમ પાછળ, આશ્રમ રોડ, અમદાવાદ-૩૮૦૦૦૯, ફોન નં. (૦૭૯) ૨૬૫૮૮૭૭૪, ફેક્સ : ૨૬૫૮૯૮૯૧. ■ **દિલ્હી કાર્યાલય :** આઇ.એન.એસ. બિલ્ડીંગ, રફી માર્ગ, નવી દિલ્હી ટે.નં. (૦૧૧) ૨૩૭૧૧૦૦૨. ■ **વડોદરા કાર્યાલય :** બ્લોક નં. ૩-૪ પદ્માવતી શોપિંગ સેન્ટર, ન્યાય મંદિર પાસે, વડોદરા ટે.નં. (૦૨૬૫) ૨૪૧૨૯૦૬, ફેક્સ : ૨૪૩૨૭૫૭. ■ **સુરત કાર્યાલય :** લવ-કુશ, ગ્રાઉન્ડ ફલોર, વિવેકાનંદ બ્રિજ પાસે, અડાજણ રોડ, સુરત-૩૯૫૦૦૯. ટે.નં. : (૦૨૬૧) ૨૭૮૦૮૫૦.

Digitially Archived by: www.realpatidar.com/library

# એક દાયકાની સોનેરી સેવા, ૧૦ લાખ દર્દીની સારવાર



નવનિર્મિત સંકુલની તસવીર.

**વસંત પટેલ દ્વારા**

ભુજ, તા. ૪ : અહીંની કચ્છી લેવા પટેલ સમાજ સંચાલિત માતૃશ્રી મેઘબાઇ પ્રેમજી જેઠા હોસ્પિટલની સ્થાપનાને એક દાયકો થવામાં છે તે દરમ્યાન અમૂલ્ય અને આધુનિક સસ્તી સારવાર મેળવનાર દરદીઓની સંખ્યા ૧૦ લાખે પહોંચી છે.

તા. ૭થી ૯મી મેના કચ્છી લેવા પટેલ સમાજ દ્વારા 'અસ્મિતા પર્વ'ની ઉજવણી થવાની છે, ત્યારે હોસ્પિટલની નવી વિંગનું પણ લોકાર્પણ થશે. આ ટાંકણે હોસ્પિટલનું સિંહાવલોકન કરીએ તો...

દસ લાખ દર્દી, પચાસ હજાર સી.ટી. સ્કેન, ચાલીસ હજાર ડાયાલિસીસ, સિત્તેર હજાર એક્સ-રે, સવા લાખ ઓપરેશન, દસ વર્ષમાં સાઇઠ કરોડ રૂપિયાનાં મસમોટાં ટર્નઓવર કરતાં દાતાઓના હૃદયે ગરીબમાં ગરીબ દરદી આમજનનો સંતોષ મહત્ત્વનો રહ્યો છે. અબજોના ખર્ચે મહાકાય




## ભુજની કચ્છી લેવા પટેલ સમાજ સંચાલિત એમ.એમ.પી.જે. હોસ્પિટલના નવા આધુનિક સંકુલનું થનારું લોકાર્પણ

બિલ્ડિંગ, કરોડોના ઉપકરણો બધું જ નિષ્પ્રાણ છે, અર્થહીન છે. જો તબીબોના હૃદયમાં દર્દીને સમજવા જેટલી ત્રેવડ ન હોય. દરદીઓની પીડાને પામી શકે તે જ હોસ્પિટલ કે દવાખાનાને કરુણાધામમાં ફેરવી શકે એ દ્રષ્ટિએ ભુજની કચ્છી લેવા પટેલ સમાજ સંચાલિત માતુશ્રી મેઘબાઇ પ્રેમજી જેઠા હોસ્પિટલ કચ્છના સેવા ઇતિહાસનું એક સુવર્ણપૃષ્ઠ છે.

અપૂરતી આરોગ્યસેવાઓ માટે ગુજરાતમાં 'ખ્યાત' કચ્છ જિલ્લામાં માત્ર નિદાનના હેતુ માટે 'પીડ પરાઇ જાણે' ગાંધીજીની સંવેદનાને મૂર્તિમંત રૂપ આપતાં તેમના જ જન્મદિન બીજી ઓક્ટોબર ૨૦૦૦ના આ હોસ્પિટલની શરૂઆત થઇ માત્ર ૨૯૨૮ દરદીથી. તે પછી સેવાકાર્ય એટલું તો વિસ્તર્યું કે આજે દોઢ લાખ દર્દી દર વરસે સારવાર મેળવી રહ્યા છે. જે જિલ્લાની કોઇપણ હોસ્પિટલ કરતાં વધુ છે. જિલ્લાનું સૌ પ્રથમ સી.ટી. સ્કેન, મેમોગ્રાફી, અલ્ટ્રા સાઉન્ડ સોનોગ્રાફી, ડિઝિટલ એક્સ-રેથી સજ્જ રેડિયોલોજી વિભાગમાં એમ.આર.આઇ.ની સેવા ટૂંકમાં શરૂ થવા જઇ રહી છે. દર માસે ૪૭૦ ડાયાલિસીસ કરતા ૧૨ મશીનો સતત કાર્યરત છે.

ચોવીસ કલાક નિષ્ણાત સર્જન, ૧૨ મેડિકલ સ્ટાફ સાથેનો સર્જિકલ વિભાગ, કુશળ અનુભવી પોસ્ટ ગ્રેજ્યુએટ તબીબના માર્ગદર્શન હેઠળ ચાર મેડિકલ ઓફિસરથી સજ્જ ૩૬૫ દિવસ ખુલ્લો રહેતો મેડિકલ વિભાગ, ૧૦ આઇ.સી.સી.યુ. બેડ અત્યાધુનિક ઉપકરણોથી સજ્જ છે. પડદા ખસી જવા, આંખમાં જેલીની સર્જરી, ઝામર, કોર્નિયા માટે એસ્કેન નેત્રમણિનું માપ કાઢવાનું સાધન, ફેકોમશીન, આંખ માટે અલાયદું અત્યાધુનિક ઓપરેશન થિયેટર જેમાં ઇન્ફેક્શન રહિત પ્રણાલી, આંતરરાષ્ટ્રીયસ્તરનો ફિઝિયો-થેરાપી વિભાગ, અમદાવાદ-મુંબઇ સમકક્ષ ઉપકરણોથી સજ્જ લેબોરેટરીમાં તમામ પ્રકારનું સચોટ નિદાન, કોઇપણ પ્રકારની ઇમરજન્સીને પહોંચી વળે તેવા તબીબોથી સજ્જ ટ્રોમાસેન્ટર (એમ્બ્યુલન્સ સાથે), હેલ્થ ચેકઅપ પ્લાન. નવી બંધાયેલી વિંગ જેનું લોકાર્પણ થવાનું છે તેમાં ચાર નવા વિભાગો ગાયનેક, વ્યંધત્વ નિવારણ કેન્દ્ર, ગર્ભાધાન, પ્રસૂતિ, સ્ત્રીને લગતા તમામ દરદો, કુટુંબ નિયોજન કેન્દ્ર, ચામડીના હઠીલા દરદો માટે પંચગ્રાફટિંગ થેરાપી, ઓર્થોપેડિક ટ્રોમા સેન્ટર, બ્લડ બેંક, ઇન્ડોર દરદીને ૨૦ ટકા જ્યારે આઉટડોરને ૧૦ ટકા રાહત આપતો મેડિકલ સ્ટોર, આ બધું જ એક છત નીચે ધબકતું રાખવું સરળ નથી. ઇતિહાસ સાક્ષી છે. જિલ્લાની કેટલીયે સખાવતી હોસ્પિટલો બંધ કરવી પડી છે. બધા જ વિભાગોમાં અલગ તરી આવતો બાળરોગ વિભાગ જિલ્લાના શ્રેષ્ઠ નિયોનેટલ સાધનોથી સજ્જ છે. જ્યાં ૬૦૦થી ૭૦૦ ગ્રામ વજનના અધૂરા માસે જન્મેલા રૂના પુમડાં જેવાં બાળકોની જીવંતતા આખા પરિસરમાં નવજીવનની આશા જગાવ્યે રાખે છે.

હજારો દરદીઓને અહીં એક પણ પૈસો લીધા વગર સારવાર અપાઇ છે. અનેક રોગીષ્ઠોને સાવ ટોકન દરે તો ઘણાંને જીવનપર્યંત મફત દવાનો સહારો મળ્યો છે. સાંજે સિનિયર સિટીઝન માટે મેડિકલ સ્ટોરની ખાસ સેવા ઉપલબ્ધ છે. અમદાવાદ, રાજકોટના ઓર્થોપેડિક, નેફ્રોલોજી, યુરોલોજી અને કેન્સર, ન્યૂરો, બાળ ન્યૂરો પિડિયાટ્રીશિયન અહીં ઉપલબ્ધ કરાવાય છે.

મહત્ત્વની વાત એ નથી કે કચ્છ જિલ્લાનું સેન્ટ્રલ આરોગ્ય ભવન આ હોસ્પિટલ સ્વયંભૂ બની ગઇ છે પરંતુ મહત્ત્વની વાત તો એ છે કે આટઆટલું કરી બતાવનાર લેવા પટેલ જ્ઞાતિજનો મૂળે કૃષક છે. ખેડૂત છે. જેનો આ વિષય નથી તેવા ટ્રસ્ટીઓ સુપર સ્પેશિયાલિસ્ટ તબીબો સાથે સંકલન સાધીને સફળતાપૂર્વક આયોજન કરી શકે છે.

## કીડાણા-ભારાપર ગામોની પાણી યોજના બંધ છે...?

કીડાણા, તા. ૪ : ગાંધીધામ તાલુકાના ૧૫ હજારની વસ્તી ધરાવતા વિકસિત અને ગાંધીધામ શહેરને અડીને આવેલા કીડાણા-ભારાપર જૂથ પંચાયત હેઠળના ગામો પીવાના પાણી માટે વરસોથી વલખાં મારે છે.

સરપંચ એ.કે. દાફડાએ કલેક્ટરને પાઠવેલા પત્રમાં જણાવ્યું હતું તેમ ભારાપરને છેલ્લા આઠ માસથી બિલકુલ પાણી બંધ કરી દેવાયું છે. હાલ દાતાઓની મદદથી રોજના બે ટેન્કરથી લોકોને પાણી અપાય છે. જ્યારે કીડાણાની યોજના પણ ચાર માસથી બિલકુલ ઠપ છે. પાણીપુરવઠા સહિતના વિભાગોને પણ કરાયેલી રજૂઆતમાં હવે ૧૦ દિવસમાં લોકોને નિયમિત પાણી નહીં મળે તો સરપંચ પોતે ગાંધીચીંધ્યો માર્ગ અપનાવશે તેવું યાદીમાં જણાવાયું હતું.

# રાજગોર સમાજ લાલજાજમથી સત્કાર કરશે

ભુજ, તા. ૪ : નરનારાયણ દેવ નૂતન મંદિર મહોત્સવ નજીક આવતો જાય છે તેમ તેમ દેશ-વિદેશના હરિભક્તોની સાથે શહેરના વિવિધ સમાજો પણ ઉજવણીની ઉમળકાભેર તૈયારી કરી રહ્યા છે. સદગુરુ રામાનંદ સ્વામીનાં સમયથી ઉદ્ધવ સંપ્રદાય સાથે સંકળાયેલા કચ્છી રાજગોર સમાજે મહોત્સવમાં પધારી રહેલા લાખો હરિભક્તોના સત્કાર માટે કટિબદ્ધતા વ્યક્ત કરી છે અને ઉત્સવ દરમ્યાન મહત્ત્વનાં બે દિવસોએ સમાજ દ્વારા મંદિરમાં લાલજાજમ પાથરી ભક્તોનું ઝાઝરમાન સ્વાગત કરવામાં આવશે.

બસ્સો વર્ષ પહેલાંથી સ્વામિ નારાયણ સંપ્રદાય સાથે જોડાયેલા આ સમાજે રેડકાર્પેટ સ્વાગત ઉપરાંત વેદપારાયણ વિષ્ણુ- યાગના બ્રાહ્મણને ધોતિયાં અર્પણ કરવાની સેવાનું

## બે દિવસ જાજરમાન સ્વાગત સાથે અર્પણ અને વેદપારાયણ, વિષ્ણુયાગના બ્રાહ્મણોનું ધોતિયાથી સન્માનનો સંકલ્પ




બીડું ઝડપ્યું છે. તા. ૧૮-૫ના નરનારાયણ આદિ દેવોની નૂતન મંદિરમાં પધરામણી થશે ત્યારે અને તા. ૨૦-૫ના નગરયાત્રાના દિવસે એમ બે દિવસ ભગવાન અને તમામ હરિભક્તોનું મંદિરનાં મુખ્ય ગેટથી લઇને ઉપરના છેલ્લા પગથિયાં સુધી નોન વોવેન 'લાલ જાજમ' સ્વાગત અખિલ કચ્છ રાજગોર સમાજ દ્વારા કરાશે. આ ઉપરાંત મકરાણના આરસ પહાડથી નિર્મિત આ મંદિરમાં શિયાળામાં ઠંડી અને ઉનાળામાં ગરમીનાં કારણે ખુલ્લા પગે ચાલવામાં તકલીફ ન પડે તે માટે કારપેટ શ્રી હરિને કૃષ્ણાર્પણ કરવામાં આવશે. કચ્છમાં પ્રથમવાર થતા વેદ પારાયણનાં આયોજનમાં દક્ષિણ ભારતથી આવનારા વિદ્વાન બ્રાહ્મણો અને મહાવિષ્ણુયાગના મોટી સંખ્યાના બ્રાહ્મણોને ધોતિયાં અર્પણ કરી સન્માન કરવાનો પણ સમાજે સંકલ્પ દર્શાવ્યો છે.

ઉલ્લેખનીય છે કે સંવત ૧૮૬૦ના મહા સુદી સાતમના દિવસે સહજાનંદ સ્વામી ભુજમાં પધાર્યા ત્યારે સુતાર, જેઠી, સોની, લોહાણા અને કાયસ્થ જ્ઞાતિના શ્રેષ્ઠીઓની સાથે રાજગોર સમાજના તે સમયના શ્રેષ્ઠીઓ જીવરામ જોષી, વીરજીભાઇ અખઇ, શંકરજી રાજગોર, મૂળજી રાજગોર, વાઘજીભાઇ રાજગોર વિ. આગમનને વધાવવા હાજર રહ્યા હતા. આ ૧૮૭ વર્ષ જૂના ઇતિહાસનું જાણે પુનરાવર્તન થઇ રહ્યું છે.

સંપ્રદાયના અનુયાયી એવા જ્ઞાતિજનોએ પોતાની શક્તિ મુજબ વ્યક્તિગત રીતે તો પોતાની સેવાઓ આપેલ જ છે પરંતુ સમગ્ર સમાજ તરફથી આ સેવા આપવાની હોઇ સમાજના આગેવાનો મંગલભાઇ ગોર, જયપ્રકાશભાઇ ગોર, શિવશંકર-ભાઇ નાકર, અશ્વિનભાઇ મોતા, મોહનભાઇ ગોર, બાલકૃષ્ણભાઇ ગોર, પ્રકાશભાઇ ગોર વિ.એ મંદિરની મુલાકાત લઇ પાર્ષદ જાદવજી ભગત અને વડીલ સંતોને મળી સમાજ તરફથી થનાર આ સેવા અંગેની જાહેરાત કરી હતી.

## ભુજમાં રેશનકાર્ડની કામગીરી હમણાં બંધ

ભુજ, તા. ૪ : તાલુકામાં સરકારની સૂચના અન્વયે હયાત જૂના રેશનકાર્ડના બદલે નવા બારકોડેડ રેશનકાર્ડ આપવાના હોવાથી હાલમાં કાર્ડની તમામ કામગીરી બંધ રાખવામાં આવી હોવાનું મામલતદાર કચેરીની યાદીમાં જણાવાયું છે.










# કડવા પાટીદારોને સનાતન ધર્મની વિચારધારામાં ભળી જવા આહ્‌વાન

વિથોણ (તા. નખત્રાણા), તા. ૪ : સંસ્કારધામ દેશલપર ખાતે અખિલ ભા.ક.ક. પાટીદાર લક્ષ્મીનારાયણ સનાતન સમાજની ધર્મસભા યોજવામાં આવતાં કચ્છભરમાંથી મોટી સંખ્યામાં ભાઇ-બહેનો ઊમટ્યા હતા.

સભાને સંબોધન કરતાં જ્ઞાતિ અગ્રણીઓએ સનાતન ધર્મની વ્યાખ્યા સમજાવતાં જણાવ્યું હતું કે, જ્ઞાતિ ધર્મનું આચરણ કરે. કડવા પાટીદારોને સનાતન ધર્મની વિચારધારામાં ભળી જવા આહ્‌વાન કરવામાં આવ્યું હતું. પાટીદાર સનાતન ધર્મને વરેલો સમુદાય છે જેની વિચારધારા એક હોવી જોઇએ. ધર્મ એ આપણી સનાતન સમાજની

## સંસ્કારધામ (દેશલપર) ખાતે સમાજની ધર્મસભામાં જ્ઞાતિજનોની મોટી હાજરી

ઓળખ છે. વૈદિક અને ગ્રંથોના આધારે આ સનાતન ધર્મનો પાયો નાખવામાં આવ્યો હોવાથી જેને અનુસરવા જ્ઞાતિજનોને હાકલ કરાઇ હતી. સભામાં કચ્છના જુદા જુદા ગામના લક્ષ્મીનારાયણ સનાતન સમાજના ભાઇઓ અને બહેનો ઉપસ્થિત રહ્યા હતા. સંસ્થાના પ્રમુખ જેઠાભાઇના પ્રમુખસ્થાને મળેલી સભામાં અખૈરાજ માનાણી, રામજીભાઇ ડાયાણી, રતિલાલભાઇ (મુંબઇ), ઉમાદર્પણના તંત્રી હંસરાજભાઇ ધોળુ, મંત્રી રતિલાલભાઇ, રમેશભાઇ વાઘડિયા, માવજીભાઇ, નારણભાઇ પોકાર, યુવા સંઘના કેન્દ્રીય પ્રમુખ જયંતીભાઇ રામાણી, ડો. પ્રેમજી ગોગારી, પ્રેમજી કેશરાણી વિગેરે જ્ઞાતિ અગ્રણીઓ ઉપસ્થિત રહ્યા હતા. વર્તમાન સમયમાં પાટીદાર જ્ઞાતિમાં પ્રવર્તી રહેલી ધર્મ બાબતની મડાગાંઠ ઉપર પ્રકાશ પાડવામાં આવ્યો હતો. સનાતન વિચારધારાથી જોડાયેલું જ્ઞાતિનું ગઠબંધન એટલે સમુદાય અથવા સમાજ અને એક જ વિચારધારાનું અનુસરણ કરતો માનવ સમુદાય સનાતન સમાજ છે એમ જણાવાયું હતું. સુવર્ણજયંતી મહોત્સવમાં અને ૭-૫ની અસાધારણ સભામાં વધુ સંખ્યામાં ઉપસ્થિત રહેવા અનુરોધ કર્યો હતો. આ સભાનું સંચાલન તેજાભાઇએ કર્યું હતું. આભારવિધિ રામજીભાઇ ડાયાણીએ કરી હતી.

# લેવા પટેલ સંમેલનમાં ભાગ લેવા વિદેશથી કચ્છ આવતા અગ્રણીઓ

ભુજ, તા. ૪ : કચ્છી લેવા પટેલ એજ્યુકેશન એન્ડ મેડિકલ ટ્રસ્ટ દ્વારા સંચાલિત માતૃશ્રી મેઘબાઇ પ્રેમજી જેઠા હોસ્પિટલની આરોગ્યસેવાના વિસ્તૃતિકરણ માટે તૈયાર થયેલા નૂતન સંકુલના લોકાર્પણ પ્રસંગે આયોજિત લેવા પટેલ સંમેલન માટે તડામાર તૈયારી થઇ રહી છે. ત્યારે આ પ્રસંગમાં ભાગ લેવા જ્ઞાતિજનો મોટી સંખ્યામાં કચ્છ આવી રહ્યા છે.

## પટેલ ચોવીસી અને વાગડ વસતા સમાજબંધુઓ જોડાશે

સંમેલનમાં જોડાઇ કેન્યા, યુગાન્ડા, ટાન્ઝાનિયા, બ્રિટન, ઓસ્ટ્રેલિયામાં વસવાટ કરતા કચ્છી લેવા પટેલ જ્ઞાતિજનોની સંસ્થાના આગેવાનો કચ્છ આવી રહ્યા છે તેમજ સૌરાષ્ટ્ર, ગુજરાતના લેવા પટેલ આગેવાનો ઉપસ્થિત રહેશે.

કચ્છમાં લેવા પટેલ જ્ઞાતિજનો જિલ્લામાં બે વિભાગમાં વસવાટ કરે છે. કચ્છના પટેલ ચોવીસીના જ્ઞાતિજનો મુખ્યત્વે ભુજ અને માંડવી વિસ્તારમાં બહોળી સંખ્યામાં વસવાટ કરે છે. જ્યારે વાગડ વિસ્તારના લેવા પટેલો રાપર અને ભચાઉ તાલુકામાં રહે છે. આ પ્રસંગે બંને વિસ્તારોના આગેવાનો સામાજિક કાર્યોની ચર્ચા કરશે.

તાજેતરમાં કચ્છી લેવા પટેલ એજ્યુ. એન્ડ મેડિકલ ટ્રસ્ટના ટ્રસ્ટી ગોવિંદભાઇ ખોખાણી, લેવા પટેલ યુવક સંઘના સભ્યો ભાવેશ આર. પટેલ, અરવિંદ કલ્યાણ રાપર, ભચાઉ વિસ્તારનો પ્રવાસ કરી જ્ઞાતિજનોને ભુજના આંગણે તા. ૭ મેથી ૯મે સુધી યોજાનારા ત્રિદિવસીય મહોત્સવની માહિતી આપી, સમાજ દ્વારા સંચાલિત હોસ્પિટલમાં રાહત દરે મળતી આરોગ્યસેવાઓની વિગતો પૂરી પાડી હતી. આ પ્રવાસ દરમ્યાન રાપરમાં વાઘજીભાઇ પટેલ, આધોઇમાં પૂર્વ સાંસદ હરિભાઇ પટેલ, ભચાઉમાં મનજીભાઇ ગામી, ભચાઉ નગર સેવા સદનના અધ્યક્ષ મહેન્દ્રભાઇ પટેલ, નારાણભાઇ ચૌધરી, ભચાઉ તાલુકાના લેવા પટેલ આગેવાનો સાથે બેઠક યોજી સામાજિક સંગઠન અંગે ચર્ચા-વિચારણા કરી હતી. કચ્છી લેવા પટેલ એજ્યુ. એન્ડ મેડિકલ ટ્રસ્ટના પ્રમુખ અરજણભાઇ પીંડોળિયા તેમજ સેક્રેટરી આર. એસ. હીરાણીના માર્ગદર્શન હેઠળ આયોજિત આ પ્રવાસ દરમ્યાન વાગડ લેવા પટેલ આગેવાનો સામાજિક સંગઠન માટેના પ્રયત્નોને આવકારી સંપૂર્ણ સહકારની ખાતરી આપી હતી.














**કોચીમાં પણ કુંડા વિતરણ :** કચ્છમાં કોટિવૃક્ષ અભિયાન અને 'માનવજ્યોત' દ્વારા પક્ષીઓ માટે 'તરતી પરબ'નું મોટાપાયે વિતરણ થઈ રહ્યું છે જે પરથી જાણે પ્રેરણા લીધી હોય તેમ દક્ષિણ ભારતનાં કોચી શહેરમાં પણ જૈન ફાઉન્ડેશન દ્વારા સેંટ સબાસ્ટીયન એચ. એસ. તોમ્પડી ખાતે ૧૦૦ માટીનાં કુંડાનું વિતરણ કરાયું હતું. હાજી ઈશા હાજી મુસા એચ.એસ. મટ્ટાનચેરીમાં પણ કુંડા અપાયા હતા અને મૌલાના આઝાદ લાયબ્રેરી પણ કુંડા વિતરણનું કેન્દ્ર બની હોવાનું મુકેશ માણેકજી લોડાયા (મૂળ માંડવી)એ જણાવ્યું હતું.

# સંસદમાં મમતા વિપક્ષનું નિશાન

**આનંદ કે. વ્યાસ દ્વારા**

નવી દિલ્હી, તા. ૪ : મુંબઇગરાઓને પારાવાર મુશ્કેલીમાં મૂકનાર ટ્રેન હડતાળ ભલે સાંજે સમેટાઇ ગઇ, પરંતુ દિવસ દરમ્યાન લોકલ ટ્રેન સેવા મોટરમેન હડતાળને પગલે ઠપ થઇ તે મુદ્દે કોંગ્રેસના વધુ એક સાથી રેલવેમંત્રી અને તૃણમૂલ કોંગ્રેસના વડા મમતા બેનરજીને માત્ર વિપક્ષી સભ્યો જ નહીં પરંતુ કોંગ્રેસ અને રાષ્ટ્રવાદી કોંગ્રેસ પક્ષ (એનસીપી)ના સભ્યોની બૂમરાણ અને વિરોધનો પરચો લોકસભામાં મળ્યો હતો.

ડાબેરી સભ્યો માટે જાહેર જનતા તરફ સહાનુભૂતિની સાથો સાથ કર્મચારીઓની કપાતનો મુદ્દો મુખ્ય હતો તો ભાજપ અને શિવસેનાને રેલવેપ્રધાનના માધ્યમથી મહારાષ્ટ્ર સરકારને ઘેરવાની તક મળી હતી. મુંબઇ ટ્રેન હડતાળે આજે લોકસભાને ગજવી હતી. ખાસ કરીને ભાજપ અને શિવસેનાના સાંસદોએ હડતાળનો અંત લાવવા યોગ્ય પગલાંની માંગ સાથે લોકસભા થંભાવી દીધી હતી.

મહારાષ્ટ્રમાં મુખ્ય વિપક્ષ રહેલા

**મુંબઇ લોકલ ટ્રેન હડતાળને પગલે ભાજપ-શિવસેના ઉપરાંત કોંગ્રેસે પણ દેકારો મચાવ્યો**

આ બંને પક્ષોએ મમતા બેનરજીને ગૂંચવાડા માટે જવાબદાર ઠેરવી તેઓ તેમની ફરજ અદા કરવામાં નિષ્ફળ ગયાનું જણાવ્યું હતું. પક્ષોની વાડાબંધી ભૂલીને મહારાષ્ટ્રમાંથી ચૂંટાયેલા તમામ સાંસદોએ મુંબઇ લોકલ ટ્રેન સંકટની લોકસભામાં ચર્ચા માટે રેલમંત્રી શા માટે હાજર નથી તેમ રોષપૂર્વક પૂછ્યું હતું.

કોંગ્રેસના સંજય નિરુપમે રેલમંત્રી અને સંસદનું પરાંની રેલસેવાના મોટરમેનની હડતાળ સમાપ્ત કરવા તરફ ધ્યાન દોર્યું હતું. તેમણે એમ પણ કહ્યું કે, હડતાળી મોટરમેનોની માંગણીઓ એક સમિતિ દ્વારા સંતોષાઇ છે જેનો હેવાલ પણ ૧૫ એપ્રિલ અગાઉ રજૂ કરી દેવાયા છતાં હજુ સુધી સમિતિના તારણો અંગે કોઇ પ્રગતિ નથી. એટલું જ નહીં, લોકસભામાં વિપક્ષના નાયબ નેતા ગોપીનાથ મુંડેએ એમ કહ્યું કે, હડતાળ અંગેની નોટિસ ૨૬ જાન્યુઆરીએ અપાવા છતાં તે તરફ ગંભીરતાથી ધ્યાન અપાયું જ નહીં. હડતાળ માટે રેલમંત્રાલયને જવાબદાર ઠેરવતાં મુંડેએ આક્ષેપ લગાવ્યો કે મંત્રાલય ઉંઘી રહ્યું છે.

જો કે, મમતાના પક્ષના સુદીપ બંદોપાધ્યાયે મમતા અત્યારે તેમના ગૃહરાજ્ય પશ્ચિમ બંગાળમાં કોલકાતા મ્યુનિસિપલ ચૂંટણીની તૈયારીમાં હોવાનું જણાવ્યું ત્યારે વિપક્ષો વધુ વિફર્યા હતા. શિવસેના સભ્યો હાથમાં પ્લેકાર્ડ સાથે લોકસભાની મધ્યમાં ધસી જઇ નારેબાજી કરવા લાગ્યા હતા. સરકાર સાંજ અગાઉ આ મુદ્દે નિવેદન કરશે તેવી સંસદીય બાબતોના મંત્રી પી.કે. બંસલની વાતે પણ વિપક્ષ પર કોઇ અસર પાડી ન હતી.



ભુજ સુધરાઇ દ્વારા વાજપાઇ નગર વિકાસ યોજનાની ગ્રાન્ટ તળે લાલટેકરી વિસ્તારના ગુરુદ્વારા ચોકમાં સી.સી. રોડનું ખાતમુહૂર્ત નગરપતિ દેવરાજ ગઢવીના હસ્તે કરાયું હતું. આ પ્રસંગે નગરસેવકો, અગ્રણીઓ હાજર રહ્યા હતા.

# કસાબ સહાયની અપીલ કરશે તો પાકિસ્તાન સરકાર વિચારશે

ઇસ્લામાબાદ, તા. ૪ : વર્ષ ૨૦૦૮માં મુંબઈ પર આતંકવાદી હુમલામાં સંડોવણી બદલ ભારતીય અદાલત દ્વારા દોષી ઠેરવાયેલો અજમલ કસાબ જો સહાય માટેની દાદ ચાહશે તો જ આવી સહાય પૂરી પાડવાનો મુદ્દો પાકિસ્તાન તપાસશે, એમ ગૃહ પ્રધાન રહેમાન મલિકે જણાવ્યું હતું.

સંસદની બહાર સંવાદદાતાઓ સાથેની વાતચીતમાં મલિકે કહ્યું હતું કે ભારતની અદાલતો વિગતવાર ચુકાદો જાહેરમાં આવ્યા પછી જ

**ગૃહમંત્રી મલિકનો નિર્દેશ : ચુકાદાની પ્રતિક્રિયા પૂરતી વિગત જાણ્યા પછી**

કસાબને તકસીરવાર ઠેરવવા પ્રત્યે પાકિસ્તાન સરકાર પ્રતિક્રિયા આપશે.શું પાકિસ્તાન સરકાર કસાબને સહાય પૂરી પાડશે એવું પૂછતાં મલિકે કહ્યું હતું કે કાયદાની જોગવાઈઓ હેઠળ સત્તાવાળાઓ વર્તશે. જો કોઈ સહાય ઇચ્છે અથવા તે માટે અરજી કરે તો અમે તેને તપાસશું. જો તે અરજી નહીં કરે તો પછી અમે તપાસ નહીં કરીએ.

મુંબઈ પર હુમલામાં કથિત સંડોવણી બદલ પાકિસ્તાની સત્તાવાળાઓ દ્વારા ધરપકડ કરાયેલા સાત શકમંદોના ખટલાનો ઉલ્લેખ કરીને મલિકે જણાવ્યું હતું કે કસાબના નિવેદનને આધારે આ સાત જણ વિરુદ્ધ ફર્સ્ટ ઇન્ફર્મેશન રિપોર્ટ (એફઆઈઆર) નોંધવામાં આવ્યો હતો. અમારી સરકાર એવું ઇચ્છશે કે કસાબનું નિવેદન નોંધનારી વ્યક્તિ જુબાની આપવા પાકિસ્તાન આવે.

# ગીતા જોહરીની લાંબી પૂછપરછ

ગાંધીનગર, તા. ૪ (અમારા પ્રતિનિધિ તરફથી) : ભારે વિવાદાસ્પદ બનેલા સૌરાબુદ્દીન નકલી એન્કાઉન્ટર કેસમાં કેન્દ્રીય ગુપ્તચર બ્યૂરો (સીબીઆઇ)ની વિશેષ તપાસ ટીમે આજે રાજકોટના પોલીસ કમિશનર ગીતા જોહરીની ૮ કલાકની મેરેથોન પૂછપરછ કરી હતી. ગીતા જોહરી સવારે સીબીઆઇની કચેરીમાં ૧૧.૦૦ વાગ્યે પહોંચી ગયા હતા જ્યાં તેઓની લાંબી પૂછપરછ હાથ ધરાતાં સાંજે ૬.૧૫ વાગ્યે કચેરીની બહાર નીકળ્યા હતા અને સીબીઆઇ કચેરીની નીચે આવેલી સીટની કચેરીમાં ગયા હતા. સીબીઆઇ દ્વારા હજુ બે દિવસ ગીતા જોહરીની પૂછપરછ કરાય તેવી શક્યતા છે. સૌહરાબુદ્દીન નકલી એન્કાઉન્ટર કેસમાં કેટલાક અધિકારીઓને છાવરવાનો શ્રીમતી જોહરી ઉપર આરોપ છે.

આ ઉપરાંત આજે નિવૃત્ત આઇપીએસ અધિકારી જી. સી. રાયગરની પણ સીબીઆઇએ પૂછપરછ કરી હતી પરંતુ તેઓની ઝડપભેર પૂછપરછ પૂર્ણ થતાં બપોરે

**નિવૃત્ત અધિકારી રાયગરનીય પૂછતાછ : રજનીશરાય ફરી સીબીઆઇ સમક્ષ**

તેઓ સીબીઆઇ કચેરીથી પરત ફરી શક્યા હતા. સીબીઆઇએ સૌરાબુદ્દીન કેસના પૂર્વ તપાસ અધિકારી રજનીશરાયને પણ વધુ પૂછપરછ માટે બોલાવ્યા હતા.

સુપ્રીમ કોર્ટના આદેશના પગલે સીબીઆઇએ સૌરાબુદ્દીન નકલી એન્કાઉન્ટર કેસમાં ૧લી ફેબ્રુઆરી ૨૦૧૦ના રોજ ગુનો દાખલ કર્યો હતો. જો કે ત્રણ મહિના સુધી શાંત રહેલી સીબીઆઇએ ૧લી મેની પૂર્વ સંધ્યાએ અમદાવાદના ડીસીપી અભય ચૂડાસમાની ધરપકડ કરતાં પોલીસબેડામાં ખળભળાટ મચી ગયો હતો. આ ધરપકડનાં પગલે છ આઇપીએસ અધિકારીઓને પણ સીબીઆઇએ સમન્સ પાઠવતાં આઇપીએસ લોબીની સાથોસાથ રાજકીય કાગારોળ પણ મચી જવા પામ્યો છે. સીબીઆઇએ ત્રણ મહિનામાં ગુજરાત, રાજસ્થાન અને આંધ્રપ્રદેશના આ કેસના ૧૫થી ૨૦ તાજના સાક્ષીઓને શોધી કાઢીને મુંબઇમાં મેજિસ્ટ્રેટ સમક્ષ તેઓના સીઆરપીસી ૧૬૪ અન્વયે નિવેદનો નોંધ્યા હોવાનું કહે છે. સાક્ષીના નિવેદનના આધારે જ સીબીઆઇએ અમદાવાદના ક્રાઇમ બ્રાન્ચના ડીસીપી અભય ચૂડાસમાની ધરપકડ કરી હતી.

સીબીઆઇની વિશેષ ટીમ દ્વારા આવતીકાલે એટીએસના એસપી ગિરીશ સિંઘલને પુનઃ પૂછપરછ માટે બોલાવ્યા છે. એન્કાઉન્ટર પ્રકરણ સમયે ગાંધીનગરના એસપી રહેલા ગિરીશ સિંઘલ પર સાક્ષીને બોલાવીને કોરા પેપર પર સહી કરાવ્યા હોવાનો આરોપ છે.

## ગૃહમંત્રી અમીત શાહ સચિવાલયમાં હાજર !

ગાંધીનગર, તા. ૪ : સી.બી.આઈ. દ્વારા સોરાબુદ્દીન બોગસ એનકાઉન્ટરમાં અમદાવાદની ક્રાઈમ બ્રાંચના ડી.સી.પી. અભય ચૂડાસમાની ધરપકડ કર્યા બાદ સ્વર્ણિમ ગુજરાતના વિવિધ કાર્યક્રમોમાં ગૃહરાજ્ય મંત્રી અમીત શાહ ક્યાંય જોવા નહિ મળતા વિવિધ અટકળો વહેતી થઈ હતી. એટલું જ નહિ તેમના રાજીનામાની અફવાએ પણ જોર પકડયું હતું. પરંતુ આજે સમીસાંજે લગભગ ૫ વાગ્યાની આસપાસ તેઓ સચિવાલયમાં તેમના કાર્યાલય ખાતે ઉપસ્થિત થતા તમામ અટકળોનો અંત આવી ગયો છે. અને લગભગ પોણા કલાકથી વધારે સમય કચેરીની કામગીરી હાથ ધરી હતી.

# ન્યૂયોર્ક બોમ્બ કાવતરામાં મૂળ પાકિસ્તાની શખ્સ જબ્બે

ન્યૂયોર્ક, તા. ૪ : ન્યૂયોર્કના પ્રખ્યાત ટાઇમ્સ સ્ક્વેયરને કાર બોમ્બ વિસ્ફોટથી ઉડાવી દેવાના નિષ્ફળ પ્રયાસની ઘટનામાં એક પાકિસ્તાની મૂળના અમેરિકી નાગરિકને તે જ્યારે દેશમાંથી સરકી જવાનો પ્રયાસ કરી રહ્યો હતો ત્યારે જ હવાઇ મથકેથી ઝડપી પડાયો હોવાનું અધિકારીઓએ જણાવ્યું છે.

એટર્ની જનરલ એરિક હોલ્ડરે આજે જણાવ્યું હતું કે, ટાઇમ્સ સ્ક્વેયરમાં આતંકી હુમલાના નિષ્ફળ પ્રયાસના મામલામાં સંદિગ્ધ ફૈઝલ શહજાદની ધરપકડ કરવામાં આવી છે. શહજાદને ન્યૂયોર્કના જ્હોન એફ. કેનેડી આંતરરાષ્ટ્રીય હવાઇ મથકેથી એ વખતે ઝડપી લેવાયો

**શહજાદ દુબઇ સરકવાની વેતરણમાં હતો ત્યારે જ હવાઇ મથકેથી ઝડપી પડાયો**

હતો જ્યારે તે અમેરિકાથી દુબઇ ભાગી જવાની વેતરણમાં હતો.

શહજાદ પાકિસ્તાની મૂળનો છે અને હાલમાં જ તે પાંચ મહિનાની પાકિસ્તાનયાત્રા બાદ અમેરિકા પરત આવ્યો હતો. સૂત્રોએ જણાવ્યું કે ટાઇમ્સ સ્ક્વેયર નજીકના જે વાહન 'નિસાન પથફાઇન્ડર'માં બોમ્બ રખાયો હતો તે વાહન આ જ વ્યક્તિનું છે. આ વાહનને પાછલા ત્રણ સપ્તાહ દરમ્યાન બ્રીજ પોર્ટમાંથી ખરીદ કરાયું હતું. એટલું જ નહીં આ વાહનને રોકડેથી ખરીદાયું હોવાથી તેની ઔપચારિક કાગળિયાવિધિ પણ હજુ પૂરી થઇ ન હતી.

કેસની તપાસ સંભાળી રહેલા મેનહટ્ટન ખાતેના એટર્ની કાર્યાલયે જણાવ્યું કે, શહજાદને કોર્ટમાં રજૂ કરવામાં આવશે પરંતુ તેના પરના આક્ષેપોને જાહેર કરવામાં આવશે નહીં.

## રુસી તેલ કંપની ખરીદતું ભારત

નવી દિલ્હી તા.૪ (પીટીઆઇ) ભારતે ઓએનજીસી વિદેશ મારફત ઇમ્પીરિઅલ એનર્જી નામની રશિયન ઓઇલ કંપની ખરીદી છે અને કોન્સોર્સિયમ મારફતે વેનેઝુએલામાંના તેલક્ષેત્રમાંની શેરમૂડીનો અઢાર ટકા જેટલો હિસ્સો પ્રાપ્ત કરી લીધો છે એમ પેટ્રોલિયમ અને કુદરતી વાયુ ખાતાના રાજ્ય કક્ષાના પ્રધાન જિતીનપ્રસાદે આજે રાજ્યસભામાં પ્રશ્નોત્તરી કાળમાં જણાવ્યું હતું. રાજસ્થાનના બાડમેરમાં તાજેતરમાં ખનિજ તેલનો જે અનામત જથ્થો તાજેતરમાં ખોળી કાઢવામાં આવ્યો છે તે રાષ્ટ્રના હાલના ઉત્પાદનના પચીસ ટકા જથ્થાને પહોંચી વળવામાં મદદરૂપ થાય તેમ છે.

## નિઠારી હત્યાકાંડ : ઘરનોકર દોષી જાહેર; આજે સજા અપાશે

ગાજિયાબાદ, તા. ૪ : ભારે ચર્ચા જગાવનાર નિઠારી હત્યાકાંડ મામલામાં સીબીઆઇની વિશેષ અદાલતે સાત વર્ષની આરતી સાથે જાતીય અત્યાચાર અને બાદમાં તેની હત્યા બદલ આજે ઘરનોકર સુરેન્દ્ર કોલીને ગુનેગાર જાહેર કર્યો હતો. તેને આવતીકાલે સજા સંભળાવવામાં આવશે.

## હિ પણ હિકડી ગાલ !

–અશોક અદેપાલ



''ફાંસીની સજા પામેલા આતંકવાદીઓને 'સાચવવા' આપણે ત્યાં અલગ 'જેલ' બને તો નવાઇ નહીં... બરાબરને નેતાજી ??''

## પહેલા પાનાથી...

### સર્વિસ ટેક્સ

કમિશ્નર કચેરી સંભાળે છે.

ગુજરાતનો ૧૦૪૦ કિ.મી.નો રસ્તો હજુ રાષ્ટ્રીય ધોરી માર્ગ જાહેર નથી સંસદમાં પ્રશ્નોતરી દરમ્યાન બાલક્રિષ્ના શુકલા, મનસુખભાઇ વસાવા, વિઠ્ઠલભાઇ રાદડિયા અને રામસિંહ રાઠવાને રાજ્ય કક્ષાના માર્ગ વ્યવહાર અને ધોરી માર્ગ મંત્રી આર.પી.એન. સિંહે કહ્યું હતું કે, ગુજરાતનો દરિયા કાંઠાનો ૧૦૪૦ કિ.મી.નો રસ્તો રાષ્ટ્રીય ધોરીમાર્ગ તરીકે જાહેર થયો નથી. રાષ્ટ્રીય ધોરીમાર્ગનું વિસ્તરણ એ સતત પ્રક્રિયા છે. કોઇપણ રસ્તાને રાષ્ટ્રીય ધોરીમાર્ગ તરીકે જાહેર કરવું એ માત્ર એ બાબત પર નિર્ભર નથી કે, તે કાંઠાળ છે પરંતુ અન્ય કેટલીક બાબતો પણ વિચારણામાં લેવાય છે. જેમાં વાહન વ્યવહારની જરૂરિયાતો, પ્રાથમિકતા, ભંડોળની ઉપલબ્ધતા અને ભારતની અન્ય બાબતો સાથે જોડાવાની જરૂરિયાતનો સમાવેશ થાય છે.

### મોટરમેન હડતાળ

વેઠવી પડી હતી. જે ટ્રેનો ચાલુ રહી હતી તેમાં પણ ભારે ગરદીથી અંધાધૂંધી અને અફડાતફડી મચી ગઇ હતી.

આટલું ઓછું હોય તેમ આજે શહેરની ૪૦ ટકા ટેકસીઓ પણ થંભી ગઇ હતી. આજે સવારથી સેંકડો ટેકસી ચાલકો પોતાના કામના સ્થળો સુધી પહોંચી શકયા નહોતા. બીજી બાજુ ટ્રેન વ્યવહાર ખોરવાઇ જવાથી માર્ગો પર વાહનોનું આક્રમણ વધી ગયું હતું અને ઠેરઠેર ટ્રાફિક જામ થઇ ગયો હતો. આમ સમગ્ર શહેરમાં પગાર વધારાની માગણીથી હડતાળ પર ઉતરેલા મોટરમેન અને રેલવે તંત્ર સામે લોકરોષ ભભુકી ઉઠયો હતો.

### પોસ્ટ બચત

હતી. આમ થાપણમાં સારો વધારો જોઇ શકાય છે. મધ્યમ વર્ગ માટે આજે પણ વિશ્વસનીયતાનો મુદ્દો મહત્ત્વનો છે. તો અમુક યોજનાઓમાં વ્યાજના દર પણ સારા છે. જો કે, પહેલી મેથી કેન્દ્રના નાણામંત્રાલય દ્વારા બચત યોજનાઓમાં ખાતા ખોલવા માટે નવો પરિપત્ર આપ્યો છે. જે મુજબ હવે એજન્ટ ખાતેદારના ઘેર જઇને ફોર્મ ભરીને ખાતું ખોલાવી શકશે નહીં. ખાતું ખોલાવનારે રૂબરૂ આવીને ત્રણ ફોટા સહિત ફોટો ઓળખ કાર્ડ, સરનામા સાથેના આધાર રજૂ કરવા પડશે. અગાઉ માત્ર એસ.બી. ખાતામાં જ આવો નિયમ હતો.

ગ્રામ્ય વિસ્તારોમાં પોસ્ટ યોજનાઓનો સારો વ્યાપ છે પણ હવે દરેક ખાતેદારે વડી કચેરીમાં રૂબરૂ આવીને ખાતું ખોલાવવું પડશે જેને લીધે લોકોની હાલાકી વધશે. રૂા. દસ લાખથી વધુનો વ્યવહાર

**કચ્છમાં બચત યોજનાઓમાં થાપણનું ચિત્ર**

| | ૨૦૦૮-૦૯ | ૨૦૦૯-૧૦ |
|---|---|---|
| ફિક્સ ડિપોઝિટ | રૂા. ૯૨૩૭૨૩૨૦૦ | રૂા. ૧૦૮૭૨૬૫૩૫૦ |
| પી.પી.એફ. | રૂા. ૮૧૭૯૯૦૩૭ | રૂા. ૧૦૪૯૬૯૭૫૪ |
| એમઆઇએસ | રૂા. ૧૧૭૩૯૫૦૦૦ | રૂા. ૨૦૫૯૭૩૧૫૦૦ |
| સેવિંગ્સ બેંક | રૂા. ૨૧૭૯૭૬૩૧૮૫ | રૂા. ૨૨૬૮૫૯૫૫૧૧ |
| આર.ડી. | રૂા. ૮૬૦૮૨૪૧૩૫ | રૂા. ૧૧૦૧૧૩૭૦૭૫ |
| સિનિ. સિટીઝન | રૂા. ૮૧૩૯૦૦૦૦ | રૂા. ૪૩૭૦૨૩૦૦૦ |

હશે તો પોસ્ટ ખાતાએ નાણાંના સ્રોતની તપાસ કરવી પડશે અને યોગ્ય લાગશે તો જ વ્યવહાર થશે. રૂા. ૫૦,૦૦૦થી વધુ રકમમાં પાન કાર્ડ રજૂ કરવું પડશે. ખાતેદારે પોસ્ટ માસ્તર અથવા આસિસ્ટન્ટ પોસ્ટ માસ્તરની હાજરીમાં સહી કરવી પડશે. આ સંદર્ભમાં પૂછતાં શ્રી ચાવડાએ જણાવ્યું કે, બેનંબરી વ્યવહારો અને ત્રાસવાદીઓને નાણાભંડોળ રોકવા સહિતના મુદ્દે કેન્દ્રીય નાણામંત્રાલય દ્વારા આ પરિપત્ર જાહેર કરાયો છે. વળી આગામી મહિનાઓમાં પોસ્ટ ઓફિસો કોર બેન્કિંગથી જોડાવાની છે. ૨૦૦૮-૦૯માં સિનિયર સિટીઝનમાં રૂા. ૮.૧૩ કરોડની ડિપોઝિટ હતી જે ૨૦૦૯-૧૦માં વધીને રૂા. ૪૩.૭ કરોડ થઇ ગઇ છે. એ જ રીતે ફિક્સ ડિપોઝિટમાં ૨૦૦૮-૦૯માં રૂા. ૯.૨૩ કરોડ સામે ૨૦૦૯-૧૦માં ૧.૦૮ અબજ, એમઆઇએસમાં રૂા. ૧૧.૭ કરોડ સામે ૨૦૦૯-૧૦માં રૂા. ૨૦.૫ કરોડ અને આર.ડી.માં રૂા. ૮૬.૦૮ કરોડ સામે રૂા. ૧.૧૦ અબજ થઇ. આમ દરેક ખાતામાં નાણાંનો પ્રવાહ વધ્યો છે.

ખાતાઓ તરફ નજર નાખીએ તો માર્ચ-૨૦૦૯ની સ્થિતિએ સિનિયર સિટીઝનના ૪૩૧૧ ખાતા હતા જે માર્ચ-૨૦૧૦માં વધીને ૫૫૦૭ થયા હતા. એમઆઇએસના ૧૧૬૬૬થી વધીને ૧૧૭૧૪૭, આર.ડી.ના ૨૦૪૯૩૭થી વધીને ૨૩૪૬૦૨, પીપીએફના ૫૫૬૯થી વધીને ૫૭૫૨, સેવિંગ બેંકના ૧૨૩૩૩૨થી વધીને ૧૭૨૮૫૦ થયા. અલબત્ત, ફિક્સ ડિપોઝિટના ખાતામાં ઘટાડો નોંધાયો છે અને માર્ચ-૨૦૦૯માં ૩૨૮૩૨ હતા જે માર્ચ-૨૦૧૦માં ઘટીને ૩૨૩૭૫ થયા હતા.

આમ, બચત યોજનાઓમાં હજીય લોકો રસ ધરાવે છે ત્યારે સરકારે પણ તેમાં રસ ધરાવવો પડશે પણ સૂત્રોના જણાવ્યા અનુસાર અગાઉ વિકાસ કાર્ય માટે સરકાર બચત યોજનાઓના નાણાંનો ઉપયોગ કરતી પણ હવે આવકના સ્રોત વધ્યા બાદ અને કોર્પોરેટ કલ્ચર વિકસ્યા બાદ મોટા ઉદ્યોગગૃહોની નાણાંની લ્હાણીને પગલે સરકારને બચત યોજનાઓમાં રસ નથી.

સિનિયર સિટીઝન માટે ૯ ટકા, સેવિંગ્સ બેંક માટે ૩.૫ ટકા, એમઆઇએસ માટે ૮ ટકા, પીપીએફમાં ૮ ટકા, આર.ડી. માટે ૮ ટકા, એનએસએસ માટે ૭.૫ ટકા, એક વર્ષની ફિક્સ ડિપોઝિટ માટે ૬.૨૫, બે વર્ષ માટે ૬.૫૦, ત્રણ વર્ષ માટે ૭.૨૫ અને પાંચ વર્ષ માટે ૭.૫૦ ટકા વ્યાજ દર છે પણ સરકાર વ્યાજના દરો વધારે એ સમયની માંગ છે.

આર્થિક ઉદારીકરણ બાદ રાષ્ટ્રીય બેંકો દ્વારા વધુ વ્યાજદર, જમીન, શેરબજાર અને સોના-ચાંદીમાં વધુ વળતરને લીધે મોટાપાયે રોકાણ, ઉપભોક્તાવાદ સહિતના વિવિધ મુદ્દે નાની બચતની યોજનાઓનું આકર્ષણ મંદ પડ્યું હતું પણ હવે ફરી આ યોજનાઓ તરફ લોકો વળ્યા છે. શેરબજારમાં અફરાતફરી તેમજ અન્ય મિલકતોમાં પ્રવાહિતાને લીધે અનેક લોકોએ ફરી બચત યોજનાઓ પર જ વિશ્વાસ મૂક્યો છે પણ બીજીબાજુ ટપાલ વિભાગે પણ પોતાનો વહીવટ સુધારવો પડશે. કોર બેંન્કિંગ તો જ્યારે આવે ત્યારે પણ અત્યારની વર્ષો જૂની સિસ્ટમ, વ્યાજ લેતી વખતે રોકાણકારોએ ભોગવવી પડતી મુશ્કેલી દૂર કરવી પડશે.

### ખાતા સ્થગિત

હોય પણ અન્ય પાંચથી આઠ હજાર ખાતામાં પચાસથી વધુની રકમ રહેલી છે. પોસ્ટ ઓફિસને ખાતાદીઠ કેન્દ્રના નાણામંત્રાલય દ્વારા વર્ષે રૂા. ૧૨૩ મળતા હોય છે ત્યારે કચ્છમાં ફ્રીઝ થયેલા ખાતાઓ પુનઃ જીવંત કરવાની તજવીજ હાથ ધરાઇ છે. આ ખાતાઓ પૈકી અમુકમાં મોટી રકમ પણ હોવાની શક્યતા નકારાય નહીં પણ કચ્છવાસીઓ ખાતા ખોલ્યા બાદ તેને એક કોરાણે મૂકી દે તે નવાઇની વાત છે.

### કસાબને કોરડા...

કઇ રીતે જીવીશ. મુકેશ રાઠોડની નાની લક્ષ્મીબેને તો હૈયાફાટ રૂદન સાથે કહ્યું હતું કે, મુકેશ જ મારા ઘરનો અને મારો આધારસ્તંભ હતો. એના ગયા બાદ જીવન જીવવાનો કોઇ મોહ જ રહ્યો નથી. પરંતુ, દારૂણ ગરીબીમાં સરકાર તરફથી પણ ખલાસીઓના મોત બાદ કોઇ સહાય કરવામાં આવી નથી.

અત્રે નોંધવું કે, સરકાર તરફથી મૃત્યુ પામેલાં ચાર ખલાસીઓમાંથી દીવનાં એક અમરસિંહ ખલાસીને મદદ કરી છે. તેની પુત્રીને નોકરી પણ આપી છે. જ્યારે અન્ય ખલાસીઓના પરીવારજનો પણ આવી જ કંઇક મદદની અપેક્ષા સરકાર અને અન્ય સંસ્થાઓ પાસે રાખી રહ્યાં છે. કુબેર બોટનાં સંચાલકોએ જે તે સમયે થોડી ઘણી સહાય કરી હતી. આ ઉપરાંત સેવા એનજીઓએ પણ મૃત્તકના પરિવારજનોને સહાય કરી છે. હાલમાં ખલાસીઓના પરિવારજનો રોજિંદી મજૂરીનું કામ કરીને ગુજરાન ચલાવી રહ્યાં છે. તેઓનું માત્ર એટલું જ કહેવું કે, કસાબને ફાંસી મળે એમાં અમને શું ? કસાબને તો રોજ જાહેરમાં કોરડા વીંઝાય તો પણ અમારી ગરીબી દૂર કરી શકે તેમ નથી. દરમ્યાન 'સેવા'એ ત્રણે ખલાસીઓને 'શહીદ' જાહેર કરવા માગણી કરી છે.

### મોદીની માંગ

જળ યોજનાની પ્રર્વતમાન જોગવાઇઓ તેમજ સર્વોચ્ચ અદાલતે આપેલા ૨૦ ઓક્ટોબર ૨૦૦૦ના ચુકાદા સાથે સુસંગત નથી તેમ સ્પષ્ટ જણાવતો પત્ર મુખ્યમંત્રીએ સોમવારે મોડીસાંજે વડાપ્રધાનને રૂબરૂ મુલાકાત વેળાએ સુપરત કર્યો હતો.

આંતરરાજ્ય બહુલક્ષી પ્રોજેક્ટના બધા લાભો ઉપલબ્ધ થાય તે માટે બંધની ઊંચાઇ પૂર્ણ જળાશયની સપાટી સુધી લઇ જવાની અનિવાર્યતા રજૂ કરતા મુખ્યમંત્રીએ જણાવ્યું કે, ગુજરાતમાં ૪૫૮ કિ.મી. લાંબી મુખ્ય નહેરનું કામ માર્ચ-૦૮માં પૂર્ણ થતાં અઢી કરોડથી વધુ લોકોને પીવાનું પાણી મળતું થઇ ગયું છે.

સરદાર સરોવર પ્રોજેક્ટના પર્યાવરણના પાસાઓને સુરક્ષિત રાખવામાં આવ્યા હોવાથી મુખ્ય બંધના પિયર્સ અને બ્રીજમાં ગેટ મૂકવાના છે. તેના માટે વધારાનો વિસ્તાર ડૂબમાં જવાનો નથી અને કેન્દ્રિય સચિવની અધ્યક્ષતામાં એનસીએના એન્વાયર્નમેન્ટ સબ ગ્રુપની મળેલી બેઠકમાં બંધની ૧૩૮ મીટરની સંપૂર્ણ ઉંચાઇના બાંધકામની મંજૂરી આપી દીધી છે આમ છતાં ૨૮ એપ્રિલે પર્યાવરણ વિષયક સમીક્ષા અંગે ઉચ્ચ કક્ષાની સમિતિ રચવા કેન્દ્રિય પર્યાવરણ મંત્રાલય આશ્ચર્યજનક નિર્ણય જાહેર કર્યો છે. જે કેન્દ્ર સરકાર કક્ષાએથી લેવાયેલ સંખ્યાબંધ નિર્ણયો, એનસીએ અને સર્વોચ્ચ અદાલત સમક્ષ કેન્દ્રના રજૂ થયેલા વલણથી તદ્દન વિરોધી છે તેથી કેન્દ્રિય મંત્રાલયે રચેલી ઉચ્ચ સમિતિની રદ કરવી જોઇએ તેવી વિનંતી મુખ્યમંત્રીએ કરી છે.

સરદાર સરોવર પ્રોજેક્ટ માટે કેન્દ્રિય આયોગ પંચ દ્વારા સંવર્ધિત મૂડીરોકાણની મંજૂરી વહેલી તકે મળે તેવી રજૂઆત પણ પ્રધાનમંત્રી સમક્ષ નરેન્દ્રભાઇએ કરી છે.

કેન્દ્રનું આયોજનપંચ સરદાર સરોવર પ્રોજેક્ટની સંવર્ધિત મૂડીરોકાણની મંજૂરી વહેલીતકે આપે તે માટે મુખ્યમંત્રીએ જણાવ્યું છે. સાથોસાથ મંજૂરીના અભાવે આ પ્રોજેક્ટ માટે એક્સેલરેટેડ ઇરીગેશન બેનિફિટ સ્કીમ અને કેન્દ્ર પુરુષ્કૃત કમાન્ડ એરિયા ડેવલપમેન્ટ પ્રોગ્રામની સહાયનો લાભ મળતો નથી એમ પણ તેમણે જણાવ્યું હતું.

# અમેરિકા પાસે ૫,૧૧૩ અણુશસ્ત્રો !

વોશિંગ્ટન તા. ૪ : ગયા વર્ષની ૩૦મી સપ્ટેમ્બરે મુકાયેલી ગણતરી પ્રમાણે અમેરિકાના શસ્ત્રાગારમાં કુલ ૫,૧૧૩ જેટલા અણુશસ્ત્રો સંગ્રહાયેલા છે એવો ઘટસ્ફોટ પેન્ટાગોને કર્યો છે અને તેને પગલે અમેરિકી સાંસદો ભારત, પાકિસ્તાની, ચીન અને રશિયા પાસેથી પણ (તેઓને ત્યાંના) પોતાના આવા સંગ્રહની ઘોષણા થાય તેવી માગણી કરી રહ્યા છે. વૈશ્વિક અણુ સંગ્રહ બાબતે પારદર્શકતા વધારવાના અમેરિકાના પ્રયાસોના એક ભાગરૂપે અમેરિકાએ આ જાહેર કર્યું છે અને અણુબિનપ્રસારના ભાગરૂપે અમેરિકા તેને મહત્ત્વનું પગલું ગણાવે છે.

'આ આંકડો ૧૯૬૭ના રાજકોષીય વર્ષના અંતે અણુ શસ્ત્રોના સંગ્રહ (૩૧,૨૫૫)ની સંખ્યાથી ૮૪ ટકા ઘટાડો થયાનું અને જર્મનીની બર્લિન વોલનું '૮૯ના અંતિમ દિવસોમાં પતન થયું તે વખતના સ્તર (૨૨,૨૧૭) કરતા ૭૫ ટકા ઘટાડો થયેલો બતાવે છે એમ પેન્ટાગોને સોમવારે જારી કરેલી ફેકટશિટમાં જણાવાયું છે. ૧૯૯૪થી ૨૦૦૯ સુધીમાં કુલ ૮,૭૪૮ જેટલાં અણુશસ્રોનું વિસર્જન કરી નખાયું છે.

## રાજકોટમાં સો કરોડની જમીનનો સોદો

રાજકોટ, તા. ૪ઃ રાજકોટના સૂચિત ૧૫૦ ફૂટ રોડ નજીક મુંજકા સર્વેમાં તાજેતરમાં ૧૦૦ કરોડથી વધુની રકમની જમીનના વેચાણનો સોદો થયો છે. ૨૦ એકરથી વધુની જમીનના આ સોદાની બિલ્ડર લોબીમાં પણ ચર્ચા ચાલી છે. મળતા નિર્દેશો મુજબ પાંચ કરોડના એક એકર લેખે આ જમીનનો સોદો થયો છે. જે આ વિસ્તારમાં સૌથી મોટો સોદો છે. આ જમીન વેચનાર અને ખરીદનાર બન્ને પટેલ જૂથ છે. ખરીદનાર જૂથ આ સ્થળે સંભવિત મલ્ટિસ્ટોરી લકઝરિયસ એપાર્ટમેન્ટનો પ્રોજેકટ મૂકે તેવી શકયતા છે.

## સોના-ચાંદી ચાલુ વર્ષની સર્વોચ્ચ સપાટીએ

રાજકોટ, તા. ૪ : સ્થાનિક સોના-ચાંદી બજારમાં આજે સોના-ચાંદીના ભાવમાં વધારો થતા વર્ષ ૨૦૧૦માં સર્વોચ્ચ સપાટીએ પહોંચ્યા હતા. સોનામાં રૂા.૧૨૦ વધી સ્ટાન્ડર્ડ સોનાના રૂા.૧૭૫૦૦ અને ૨૨ કેરેટ સોનાના રૂા.૧૭૧૦૦ થયા હતા. તેમજ ચાંદી રૂા.૨૮૪૫૦ થયા હતા.

વૈશ્વિક બજારમાં ગ્રીસની આર્થિક કટોકટીને થાળે પાડવા ૧૧૦ અબજ યુરોનું રાહત પેકેજ જાહેર થવા છતાં સોનાના ભાવ ૧૧૮૬/૯૦ ડોલર પ્રતિ ઔંસ થયા હતા. એક તબક્કે ૧૧૯૩ ડોલરે ભાવ થયા હતા તેમ સ્થાનિક સોના ચાંદી બજારના વેપારી રાજુભાઈ પારેખે જણાવ્યું હતું. ચાંદી ૧૮/૮૬ ડોલરના ભાવે થયેલ હતી.

## ઇંધણભાવ ઘટાડાની માંગ નકારતા પ્રણવ

નવી દિલ્હી, તા. ૪ (પીટીઆઇ) : વિરોધ પક્ષોની માંગણી ફગાવી સરકારે આજે ઇંધણ ભાવમાં ઘટાડો નકારી કાઢ્યો હતો અને જણાવ્યું હતું કે, નાણાકીય પરિસ્થિતિ એની પરવાનગી આપતી નથી.

નાણામંત્રી પ્રણવ મુખરજીએ કહ્યું હતું કે, સોરી, પરિસ્થિતિ અત્યંત મુશ્કેલ છે, એટલે પેટ્રોલિયમના ભાવમાં ઘટાડો અશક્ય છે. સારા દિવસોની રાહ જુઓ.

## પાકને 'કાશ્મીર' સહિતના મુદ્દે ભારત સાથે ફળદ્રુપ વાટાઘાટની ઇચ્છા

ઇસ્લામાબાદ, તા. ૪ (પીટીઆઇ) : પાકિસ્તાને વધુ એક વખત કાશ્મીર સહિતના મુદ્દે ફળદ્રુપ વાટાઘાટો કરવાનું ગાણું ગાયું છે. પાકના વિદેશમંત્રી શાહ મહેમૂદ કુરેશીએ આજે જણાવ્યું કે, પાકિસ્તાને હંમેશાં કાશ્મીરના મુખ્ય મુદ્દા સહિત ભારત સાથે પડતર રહેલી સમસ્યાના નિવારણ માટે અર્થપૂર્ણ વાતચીત માટે તત્પરતા બતાવી છે. સરકારની કાશ્મીર નીતિ અંગે સંસદના નીચલા ગૃહમાં કુરેશીએ કહ્યું કે, મુદ્દાઓના યોગ્ય સમાધાન અંગે અમે પ્રયાસ કરી રહ્યા છીએ, એટલું જ નહીં ગત શાસનકાળ દરમ્યાન વિદેશ નીતિને થયેલા નુકસાનને સુધારવા પણ અમે પ્રયત્નશીલ છીએ.

## કેન્દ્રીય બજેટ સંસદમાં પસાર

નવી દિલ્હી, તા.૪ : રાજ્યસભામાં ધ્વનીમતથી નાણા ખરડો પસાર થઇ જતાં સંસદે આજે કેન્દ્રીય બજેટ ૨૦૧૦-૧૧ પસાર કર્યું છે. ગત સપ્તાહે લોકસભાએ બજેટ પસાર કર્યું હતું. બજેટ ચર્ચામાં નાણામંત્રી પ્રણવ મુખરજીએ પેટ્રો પેદાશની ડયૂટીમાં વધારો પાછો ખેંચવો અશકય ગણાવ્યું હતું.

# મુરલીધરનને ફિટનેસ સાબિત કરવાની તક મળશે : સંગકારા

ગુયાના, તા. ૪ : શ્રીલંકાનો સ્ટાર સ્પિનર મુથૈયા મુરલીધરન ટી-૨૦ માટે હજી પણ ટીમનો હિસ્સો છે તેમ શ્રીલંકન ટીમના સુકાની કુમાર સંગાકારાએ કહ્યું છે. તેણે એમ પણ જણાવ્યું હતું કે, મુરલીને સ્વદેશ પરત મોકલાશે નહીં.

આ પહેલાં ગઈકાલે કોલંબોમાં શ્રીલંકા ક્રિકેટ દ્વારા જાહેર કરવામાં આવેલા એક નિવેદનમાં જણાવાયું હતું કે, ન્યૂઝીલેન્ડ સામેની વર્લ્ડકપની ઉદ્‌ઘાટન મેચમાં ઈજા થતાં મુરલીને બેથી ત્રણ અઠવાડિયા સુધી આરામ કરવાની સલાહ આપવામાં આવી છે જેના કારણે તે ટી-૨૦ વર્લ્ડકપમાંથી બહાર થઈ ગયો છે.

પરંતુ ગઈકાલે ડકવર્થ લુઈસના આધારે ઝિમ્બાબ્વે સામે ૧૪ રને વિજય મેળવ્યા બાદ શ્રીલંકન સુકાની સંગાકારાએ જણાવ્યું હતું કે, અમે મુરલીધરનને તેની ફિટનેસ સાબિત કરવાની તક આપીશું. અમે તેને સંપૂર્ણ રીતે બહાર કર્યો નથી. વિશ્વકપ અભિયાનનો તે અમારો મુખ્ય હિસ્સો છે.

## મહિલા હોકી વિશ્વકપમાં ભારતની રાહ કઠિન

ચેન્નાઈ, તા.૪ : આ વર્ષના ઓગસ્ટમાં આર્જેન્ટિનાના રોસારિયા નામના શહેરમાં રમાનાર હોકી વિશ્વકપમાં ભારતીય મહિલા ટીમને કઠિન ગ્રુપમાં જગ્યા મળી છે. તા. ૨૯ ઓગસ્ટથી ૧૧ સપ્ટેંબર સુધી રમાનાર મહિલા વિશ્વકપમાં ભારતીય ટીમને હાલની ચેમ્પિયન ટીમ હોલેન્ડ સાથે ગ્રુપ 'એ'માં રાખવામાં આવી છે. ભારતીય મહિલા હોકી ટીમ ગત વિશ્વકપમાં ૧૧મા સ્થાને રહી હતી. સન ૨૦૦૬માં ઓસ્ટ્રેલિયાએ ખિતાબ જીત્યો હતો જ્યારે હાલની ચેમ્પિયન હોલેન્ડ છે. ભારત આ વખતે ગ્રુપ 'એ'માં હોલેન્ડ, જર્મની, ઓસ્ટ્રેલિયા અને ન્યૂઝીલેન્ડ જેવી મજબૂત ટીમો સાથે છે. ગ્રુપ 'બી'માં આર્જેન્ટિના, ચીન, ઈંગ્લેન્ડ, દ. કોરિયા અને દ. આફ્રિકા છે.



ઝિમ્બાબ્વેને ૮૪ રનમાં ઓલઆઉટ કરનાર ન્યૂઝીલેન્ડના ખેલાડીઓ વિકેટ ફગાવ્યા બાદ ખુશી મનાવતા દેખાય છે.

# ન્યૂઝીલેન્ડનો સુપરએઈટમાં પ્રવેશ

ગુયાના, તા. ૪ : અહીં રમાયેલી આઈસીસી ટ્વેન્ટી-૨૦ વર્લ્ડકપની ગ્રુપ બીની વરસાદના વિક્ષેપવાળી મેચમાં ઝિમ્બાબ્વે સામે ન્યૂઝીલેન્ડનો ડકવર્થ લુઈસ પદ્ધતિ મુજબ સાત રને વિજય થયો હતો. આ સાથે જ ન્યૂઝીલેન્ડે સુપર એઈટ તબક્કા માટે પોતાનું સ્થાન નિશ્ચિત કરી લીધું હતું. કિવી ટીમે ટોસ જીતીને ફિલ્ડિંગ પસંદ કર્યા બાદ

**વરસાદના વિઘ્નવાળી મેચમાં ડકવર્થ પધ્ધતિથી ૭ રને જીત**

ઝિમ્બાબ્વેને માત્ર ૧૫.૧ ઓવરમાં ૮૪ રને ઓલઆઉટ કરી દીધું હતું. ૮.૧ ઓવરમાં ૧ વિકેટે ૩૬ કર્યા હતા ત્યાં વરસાદ જામી પડ્યો હતો.

એ પછી રમત શરૂ થઈ શકી નહોતી અને ડી.એસ. પદ્ધતિ મુજબ ન્યૂઝીલેન્ડને વિજેતા જાહેર કરાયું હતું. ઝિમ્બાબ્વે વતી ઓપનર તાઈબુ (૨૧) અને મસાકત્ઝા (૨૦) સિવાય કોઈ નોંધપાત્ર રન કરી શક્યું નથી. ન્યૂઝીલેન્ડ વતી નાથાન મેકકલુમ અને સ્ટાયરીસે ત્રણ-ત્રણ વિકેટ ઝડપી હતી.

# આજથી ટી-૨૦ મહિલા વર્લ્ડકપ

સેંટ કિટસ, તા. ૪ : મહિલા ક્રિકેટના ટી-૨૦ વિશ્વકપનો આવતીકાલ બુધવારથી વેસ્ટ ઈન્ડિઝમાં ભવ્ય પ્રારંભ થઈ રહ્યો છે. પ્રથમ ટક્કર ગ્રુપ 'એ'ની વેસ્ટ ઈન્ડિઝ અને દ. આફ્રિકાની મેચથી થશે. મહિલાઓના ટી-૨૦ વિશ્વકપમાં ભારત સહિત કુલ આઠ ટીમ ભાગ લઈ રહી છે.

**ભારતની પહેલી ટક્કર ગુરુવારે ન્યૂઝીલેન્ડ સામે**

ગ્રુપ 'એ'માં યજમાન વિન્ડિઝ ઉપરાંત વર્તમાન ચેમ્પિયન ઈંગ્લેંન્ડ, ઓસ્ટ્રેલિયા અને દ. આફ્રિકાની ટીમો છે જ્યારે ગ્રુપ 'બી'માં ન્યૂઝીલેન્ડ, ભારત, શ્રીલંકા અને પાકિસ્તાન છે.

મહિલા વિશ્વકપની સેમિફાઈનલ મેચ સેંટ લુસિયામાં અને ફાઈનલ બ્રિજટાઉનના કિંગ્સટન ઓવલના મેદાન પર રમાશે. આ ટી-૨૦ વિશ્વકપમાં ભારત તેની પહેલી મેચ છઠ્ઠીએ ન્યૂઝીલેન્ડ સામે રમશે. અભ્યાસ મેચોમાં ભારતીય મહિલા ટીમનું મિશ્રિત પ્રદર્શન રહ્યું છે. પહેલી મેચમાં તેને ઈંગ્લેન્ડના હાથે હાર મળી હતી તો બીજી પ્રેક્ટિસ મેચમાં આફ્રિકાને પરાજિત કર્યું હતું.

## અબડાસા તાલુકા પંચાયતમાં બાંધકામ સુપરવાઈઝર જ નથી

ભુજ, તા. ૪ : અબડાસા તાલુકા પંચાયત હસ્તક છેલ્લા લાંબા સમયથી બાંધકામ સુપરવાઈઝરની જગ્યા ખાલી પડી હોવાથી છેવાડાના આ તાલુકાના બાંધકામોને વિપરીત અસરો પહોંચી રહી છે. જિલ્લા પંચાયત ન્યાય સમિતિના ચેરમેન ધનજી મહેશ્વરીએ જિલ્લા વિકાસ અધિકારીને પાઠવેલા પત્રમાં જણાવ્યું હતું કે તાજેતરમાં તા.પં.ની મુલાકાત સમયે ખુદ તા.વિ. અધિકારી અને અધ્યક્ષ દ્વારા ફરિયાદ કરાઈ હતી કે જિલ્લા પંચાયત દ્વારા લાંબા સમયથી 'સુપરવાઈઝર' મુકાયા નથી. તેમણે સત્વરે આ ખાલી જગ્યા ભરવા માંગ કરી હતી.

# ભુજમાં અખિલ ભારતીય મહેશ્વરી મેઘવાળ યુવા મહાસંઘ રચાયું

ભુજ, તા. ૪ : મહેશ્વરી સમાજના યુવાનોમાં શિક્ષણ અને આગળ વધવાની ચેતના જોતાં રાષ્ટ્રીયકક્ષાના સંગઠનની અહીં તાજેતરમાં યોજાયેલી બેઠકમાં રચના કરાઈ હતી.

ભુજમાં લોહાણા મહાજન વાડી ખાતે બધા તાલુકાઓના આશરે ૨૫૦ વડીલો સહિતના જ્ઞાતિજનોની ઉપસ્થિતિમાં યોજાયેલી બેઠકમાં ૩૨ મુદ્દા ઉપર પ્રકાશ પાડી, સર્વાનુમત્તે સંગઠનનું નામ 'અખિલ ભારતીય મહેશ્વરી મેઘવાળ યુવા મહાસંઘ' મંજૂર કરાયું હતું.

આ સંગઠનના સંચાલન માટે આશરે ૪૦ સ્નાતક- અનુસ્નાતક યુવાનોને પસંદ કરી 'બંધારણ', 'શિક્ષણ' અને કો-ઓર્ડિનેશન સમિતિ બનાવાઈ હતી. બે મહિનામાં પોતાનો અહેવાલ આપશે, જેથી નોંધણીનું કામ આગળ વધારાશે.

મહાસંઘની આગામી બેઠક નલિયા ખાતે યોજાશે પછી માંડવી, મુંદરા, નખત્રાણા અને અંતે ગાંધીધામ તાલુકામથકે મળશે. જેથી તે તાલુકાઓના યુવાનો આ યુવા મહાસંઘમાં જોડાઈ શકે. કાર્યક્રમનું સંચાલન આશિષ ભર્યાએ કર્યું હતું. નવીન ભોઈયાએ યુવા મહાસંઘની રૂપરેખા રજૂ કરી હતી. આયોજનમાં દામજી મુછડિયા, પરેશ મોથારિયા, રામજી રોશિયા, સુશીલ ફુફલ અને હરેશ પાતારિયાએ સહયોગ આપ્યો હતો. ઉપસ્થિત લોકોએ વિચારો વ્યક્ત કર્યા હતા.

## વાદળછાયા વાતાવરણથી કચ્છમાં ગરમી થોડી ઘટી

ભુજ, તા. ૪ : રાજ્યની સાથોસાથ આ સરહદી જિલ્લામાં પણ ગઈકાલે 'આકરા પાણીએ' રહેલા ઉનાળુ વાતાવરણે એકાએક પલટી મારતાં તાપમાન બે ડિગ્રી આસપાસ ઘટી જતાં તાપમાં શેકાતાં જનજીવનને 'છાંયડા' જેવી ટાઢક મળી હતી. ગઈકાલે ૪૨.૨ ડિગ્રી સુધી ગરમી વરસાવનાર સૂર્યની આડે વાદળો આવી જતાં સીધી અસર પડી હતી અને ભુજમાં પારો ગગડીને ૩૮.૪ ડિગ્રી, નલિયામાં ૩૪.૮ ડિગ્રી, માંડવીમાં ૩૩.૮ જ્યારે કંડલામાં ૩૫.૩ ડિગ્રી થયો હતો. જો કે વાતાવરણમાં ભેજનું પ્રમાણ વ્યાપક રહેતાં ઉકળાટમાંથી રાહત મળી ન હતી.

# માંડવીમાં પ્રતિભાઓની પ્રતિમાઓને પુષ્પાંજલિ અર્પી ઋણ અદા કરાયું

માંડવી, તા. ૪ : રાજ્યની સ્થાપનાના સુવર્ણ જયંતી મહોત્સવ અંતર્ગત શનિવારે સવારે દિવંગત પ્રતિભાઓની પ્રતિમાઓને પુષ્પાંજલિ અર્પવાનું આયોજન સ્થાનિક તંત્રના ઉપક્રમે યોજાયું હતું.

**ગુજરાત સ્વર્ણિમ મહોત્સવ અંતર્ગત યોજાયેલા કાર્યક્રમમાં અગ્રણીઓએ ભાવાંજલિ આપી**

આરંભમાં બંદર રોડ ખાતે આઝાદીના સ્વપ્નદૃષ્ટા ક્રાંતિગુરુ પંડિત શ્યામજી કૃષ્ણવર્માની પ્રતિમાને હારારોપણ કરતાં નગરપતિ અનિરુદ્ધ દવે અને શહેર ભાજપના પ્રમુખ નરેન્દ્ર પીઠડિયા વગેરેએ અનેકોની પ્રેરણામૂર્તિ પં. શ્યામજીના જીવનકવનમાંથી પ્રેરણા લેવા હાકલ કરી હતી.

આ પછી એક તાંતણે ભારતનો નક્શો કંડારનારા સરદાર પટેલ, ડો. બાબાસાહેબ આંબેડકર, સુભાષ બોઝ, સમર્પિત આચાર્ય નાનાલાલ વોરા, મહારાવશ્રી વિજયરાજજી, સ્વ. ઝુમ્મખલાલ મહેતા, સ્વ. ગોકલદાસ બાંભડાઈ, શહીદ માણશી ગઢવીનું પૂર્વ નગરપતિ હરિરામભાઈ કોઠારી, લાભુભાઈ કષ્ટા સહિતના બાવલાં, પ્રતિમાઓને પુષ્પાંજલિ અપાઈ તે બદલ ઋણ અદા કરાયું હતું.

પૂર્વ નગરપતિ હરેશભાઈ ગણાત્રા, વિપક્ષના લક્ષ્મીચંદ ફુફલ, અરવિંદ ગોહિલ, ડો. કે.જી. વૈષ્ણવ, ટીપીના ચેરમેન નરેન સોની, દિનેશ હિરાણી, વજાભાઈ કોલી, શહેર ભાજપના ઉપપ્રમુખ છગનલાલ રામાણી, પૂર્વ અધ્યક્ષા તારાબેન ગોસ્વામી, પૂર્વ ચેરપર્સન શંકુતલાબેન માલમ, સુજાતા ભાયાણી, ધનાભા ગઢવી, ચંદુલાલ પટેલ, મુખ્ય અધિકારી હેમંત પટેલ વગેરેએ ભાવાંજલિ અર્પી હતી.



કંડલા પોર્ટ કર્મચારી સંઘ દ્વારા મજદુર દિવસની ઉજવણી પ્રસંગે યોજાયેલા કાર્યક્રમમાં મંચસ્થ મહેમાનો તસવીરમાં નજરે પડે છે.

# ગુજરાતનો વિકાસ કેન્દ્ર સરકારના ૫૦ વર્ષના શાસનને આભારી છે

ગાંધીધામ, તા. ૪ : કંડલા પોર્ટ કર્મચારી સંઘ અને કચ્છ જિલ્લા જનરલ કામદાર સંઘ (ઈન્ટુક)નાં સંયુક્ત ઉપક્રમે વિવિધ કાર્યક્રમો યોજી આંતર-રાષ્ટ્રીય મજદુર દિવસની ઉમંગભેર ઉજવણી કરવામાં આવી હતી.

પ્રસંગોચિત પ્રવચન કરતાં રાપરનાં ધારાસભ્ય બાબુભાઈ

**ગાંધીધામમાં મજદુર દિવસની ઈન્ટુક યુનિયન દ્વારા ઉજવણી**

મેઘજી શાહે કેન્દ્ર સરકારે છેલ્લા ૫૦ વર્ષમાં જે સિદ્ધિઓ મેળવી તેના કારણે ગુજરાતનો વિકાસ થયો હોવાનું જણાવ્યું હતું. કંડલા પોર્ટના વિકાસ માટે કેન્દ્ર સરકાર દ્વારા કરાતા કાર્યો અંગે પણ તેમણે ખ્યાલ આપ્યો હતો. કે.પી.ટી. ઉપાધ્યક્ષ એમ.એ. ભાસ્કરાચારે પોર્ટ પ્રશાસન દ્વારા હાથ ધરાયેલા પ્રોજેક્ટો અંગે માહિતી આપી હતી.

યુનિયનનાં પ્રમુખ મોહન આસવાણીએ ખુલ્લા મંચ કાર્યક્રમ હેઠળ પોર્ટ પ્રશાસનની સિદ્ધિ અને ખામીઓનું ચિત્ર સ્પષ્ટ કર્યું હતું. ઉપપ્રમુખ કે.સી. આયંગરે યુનિયનની પ્રવૃત્તિ વિષે જાણકારી આપી હતી. આ પ્રસંગે સંગીત સંધ્યાનાં કાર્યક્રમનું આયોજન પણ કરાયું હતું. સમગ્ર જિલ્લામાંથી યુનિયન સભ્યો ઉપસ્થિત રહ્યા હતા.

# સ્વર્ણિમ ગુજરાત નિમિત્તે સરકાર દ્વારા અપાયેલી ભેટથી કર્મચારી ખુશ

ભુજ, તા. ૪ : ગુજરાતના મુખ્યમંત્રી નરેન્દ્રભાઈ મોદી દ્વારા સ્વર્ણિમ ગુજરાતના અવસરે કર્મચારીઓને ભેટ સ્વરૂપે ૮ ટકા મોંઘવારી ભથ્થાંની રકમ તા. ૧/૪/૨૦૧૦થી રોકડમાં ચૂકવવી તથા છઠ્ઠા પગાર પંચના તફાવતના બીજા હપ્તાની રકમના ૨૦ ટકાની રકમ રોકડમાં ચૂકવવા જાહેરાત કરવામાં આવતાં આ જાહેરાતને કર્મચારી મહામંડળ (સરકાર માન્ય) દ્વારા આવકારી મુખ્યમંત્રીને જિલ્લાના કર્મચારીઓ વતી અભિનંદન પાઠવ્યા છે. કચ્છના સમગ્ર કર્મચારીઓ વતી આ જાહેરાતને કચ્છ જિલ્લાના કન્વીનર શંકરસિંહ રાઠોડ, સહ કન્વીનર એચ. એમ. ખાખલા, બહુમાળી ભવન કલ્યાણ મંડળીના પ્રમુખ જયંતીદાન ગઢવી, મંત્રી વી. કે. ઝાલા, પૂર્વ પ્રમુખ ભરત હાથી તથા જયંત સચદે, પ્રમુખ છાત્રાલય વિભાગના પ્રેમીલાબેન ખાખલા, ચોથા વર્ગ કર્મચારી મંડળ (રાજ્ય)ના પ્રમુખ મોહનભાઈ પૂજારા, મંત્રી વિગોરા, વી. એ. ગોર, જંગલખાતાના પ્રમુખ એચ.એસ. કોરેજા ધિરાણ મંડળી જંગલખાતાના પ્રમુખ શશિકાંત ઠક્કર, સામજીભાઈ મહેશ્વરી, આર. એન્ડ બી.ના પ્રમુખ પ્રવીણભાઈ જી. ચૌહાણ, વર્ક આસિ. યુનિયન, ડ્રાઈવર એસો. (રાજ્ય)ના પ્રમુખ રાયશીભાઈ બડગા તથા રમેશભાઈ પુરબિયા, જિલ્લા પંચાયત ડ્રાઈવર એસો.ના પ્રમુખ જયેશભાઈ સોલંકી, તલાટી મંડળના જયસુખભાઈ ઠક્કર, ગુજરાત રાજ્ય વનરક્ષક કર્મચારી મંડળ કચ્છ યુનિટના પ્રમુખ મહેન્દ્રસિંહ ઝાલા, મંત્રી ડી.બી. ચૌહાણ વગેરેએ આ જાહેરાતને વધાવી છે.

**શ્રી વાગડ કલા કેન્દ્ર - મુંબઈ**

**નાના બાળકોની સર્જરીનો કેમ્પ**

મુંબઈના બાળરોગ સર્જન ડો. એસ.બી. માને નાના બાળકોના રોગના નિદાન કરી ઓપરેશનલાયક દર્દીઓના ઓપરેશન કરશે. દર્દીએ અગાઉથી હોસ્પિટલના સર્જન ડો. પ્રદીપ મલબારી પાસે તા. ૦૭/૦૫/૧૦ સુધીમાં તપાસ કરાવીને ફાઈલ તૈયાર કરાવી લેવી. ઓપરેશન તા. ૦૯/૦૫/૧૦ના થશે.
એક્ષરે, લેબોરેટરી, સોનોગ્રાફી તથા અન્ય તપાસના ચાર્જિસ ભરવાના રહેશે. અન્ય સારવારના ચાર્જિસ સંસ્થાના નિયમો પ્રમાણે લેવામાં આવશે. અત્યંત ગરીબ દર્દીઓના ઓપરેશન મફત કરવામાં આવશે.
સ્થળ : શ્રી વાગડ વેલફેર સોસાયટી હોસ્પિટલ, ભચાઉ
ફોન : (૦૨૮૩૭) ૨૨૪૦૪૧, ૨૨૪૬૪૧

**ગુજરાત જાહેર સેવા આયોગ**

**અગત્યની જાહેરાત**

ગુજરાત વન સેવા, વર્ગ-૨ની મદદનીશ વનસંરક્ષક અને પરિક્ષેત્ર વન અધિકારીની જગ્યા માટેની જા.ક્ર. : ૨૦૯/૦૯-૧૦ના સંબંધમાં આયોગ દ્વારા પ્રિલિમીનરી પરીક્ષા તા. ૩૦/૦૫/૨૦૧૦ ને રવિવારના રોજ યોજનાર છે. આ પરીક્ષા માટે ઉમેદવારોએ તા. ૦૫/૦૫/૨૦૧૦થી તા. ૧૯/૦૫/૨૦૧૦ (રાત્રિના ૧૧.૫૯ કલાક સુધી) દરમ્યાન પોતાના પ્રવેશપત્ર, સૂચનાઓ, પરિશિષ્ટ-૧ અને પરિશિષ્ટ-૨"online" અચૂક મેળવી લેવાના રહેશે. પ્રવેશપત્ર "online" મેળવવા માટે, ડાઉનલોડ કરવા માટે ઉમેદવારોએ નીચે મુજબ તબક્કાવાર / સ્ટેપવાઈઝ કાર્યવાહી કરવી. (૧) http://ojas.guj.nic.in પર જવું. (૨) "Print Call Letter" તથા "Click" કરવું. (૩) આમ કરવાથી અહીં "Confirmation Number" તથા "Birth Date" ટાઈપ કરવાના રહેશે. (૪) હવે "O.K." પર "Click" કરી Call Letterની પ્રિન્ટ મેળવી લેવાની રહેશે. (૫) બધા જ ઉમેદવારોએ પરીક્ષા સમયે પ્રવેશપત્ર, હાજરીપત્રક લાવવાના રહેશે. (૬) બિનઅનામત પુરુષ / મહિલા ઉમેદવારોએ પ્રવેશપત્ર, હાજરીપત્રક ઉપરાંત **પરીક્ષા ફી તરીકે રૂા. ૧૦૦/-નો ભારતીય પોસ્ટલ ઓર્ડર** (I.P.O.) **તા. ૦૪/૦૫/૨૦૧૦ના રોજ અથવા ત્યારબાદ ખરીદેલ સાથે લાવવાનો રહેશે.** (૭) 'ફી' ભારતીય પોસ્ટલ ઓર્ડર સિવાય અન્ય કોઈપણ રીતે સ્વીકારવામાં આવશે નહીં તેની ખાસ નોંધ લેવી. (૮) 'ફી' વગરના ઉમેદવારોને પરીક્ષામાં બેસવા દેવામાં આવશે નહીં. **નોંધ : Educationમાં "Not in List"વાળા ઉમેદવારો માટે ખાસ સૂચના :** ઉપર્યુક્ત જાહેરાતના સંબંધમાં "online" અરજી કરતી વખતે કેટલાક ઉમેદવારોએ તેમની શૈક્ષણિક લાયકાતની વિગતો, Educationમાં "Not in List"ના કોલમમાં આપી છે. આ વિગતો સંપૂર્ણ ન હોવાથી તેઓ ભરતી નિયમો, ભરતી પરીક્ષા નિયમો તેમજ જાહેરાતની જોગવાઈઓ મુજબની શૈક્ષણિક લાયકાત ખરેખર ધરાવે છે કે કેમ તે સ્પષ્ટ થતું નથી. આવા ઉમેદવારોની યાદી વેબસાઈટ ઉપર અલગથી મૂકવામાં આવી છે. જે ઉમેદવારોએ ધ્યાને લેવાની રહેશે. Educationમાં "Not in List"ની યાદીમાં દર્શાવેલ ઉમેદવારોને તા. ૩૦/૦૫/૨૦૧૦ના રોજ પ્રિલિમીનરી પરીક્ષામાં બેસવાની શરતી મંજૂરી આપવામાં આવી છે. આ અંગેની શરત એ રહે છે કે Educationમાં "Not in List"વાળા ઉમેદવારો આ જગ્યા માટેની શૈક્ષણિક લાયકાત, ભરતી નિયમો, ભરતી પરીક્ષા નિયમો તેમજ જાહેરાતની જોગવાઈઓ મુજબ સંતોષતા હોવા જોઈએ. આવા ઉમેદવારોને આયોગ તરફથી અલગ એક પત્ર પાઠવવામાં આવી રહેલ છે. સંબંધિત ઉમેદવારોએ ઉક્ત પત્ર મળ્યે તેમની પાસેથી માગવામાં આવેલી વિગતો પત્રમાં દર્શાવેલ નિયત સમયમર્યાદામાં આયોગને અચૂક મોકલી આપવાની રહેશે. ઉમેદવારોએ એ બાબતની ખાસ નોંધ લેવાની કે જે ઉમેદવાર ઉપર દર્શાવ્યા મુજબની શૈક્ષણિક લાયકાત ધરાવતા નહીં હોય તેમને આગળ ઉપરની ભરતી પ્રક્રિયામાંથી પડતા મૂકવામાં આવશે. તેઓની ઉમેદવારી રદ કરવામાં આવશે.

॥ શ્રી પુલત્સ્ય ઋષિયે નમઃ ॥ ॥ શ્રી ગણેશાય નમઃ ॥ ॥ શ્રી પ્રેમબાઈ સતિમાતાય નમઃ ॥ ॥ શ્રી જીવરાજ દાદાય નમઃ ॥ ॥ શ્રી ઉમિયા માતાય નમઃ ॥

**ભાવભર્યું નિમંત્રણ**

**શ્રી કચ્છ કડવા પાટીદાર શેઠીયા પરિવાર**
(ભીમાણી-પરવાડિયા)

**દ્વિતીય સ્નેહ મિલન-૨૦૧૦**

: પ્રારંભ : સવંત ૨૦૬૬, વૈશાખ વદ-૮

: પૂર્ણાહૂતિ : સવંત ૨૦૬૬, વૈશાખ વદ-૧૦

પરમ કૃપાળુ શ્રી પ્રેમબાઈ સતી માતાજી અને શ્રી જીવરાજ દાદાના શુભ આશિષથી કચ્છ કડવા પાટીદાર શેઠીયા પરિવારનું દ્વિતીય સ્નેહમિલન વિક્રમ સવંત ૨૦૬૬, વૈશાખ વદ ૮, ૯, ૧૦ ના તારીખ : ૬, ૭, ૮/૦૫/૨૦૧૦ના ઉજવાશે. આ ત્રિ-દિવસીય મંગળ મહોત્સવના પાવન પ્રસંગમાં શ્રી કચ્છ કડવા પાટીદાર સમસ્ત શેઠીયા પરિવારની દિકરીઓને નિમંત્રણ પાઠવવામાં આવે છે.
આ ત્રિ-દિવસીય મહોત્સવમાં મંગલ અને પાવન પ્રસંગને ચિરઃ સ્મરણીય બનાવવા ધર્મલાભ લેવા તથા સંતોના આશિર્વચન અને વિવિધ કાર્યક્રમોને માણવા આમંત્રિતોને ભાવભીનું હાર્દિક નિમંત્રણ પાઠવીએ છીએ. આપશ્રીની ઉપસ્થિતિ આપણી પરસ્પરની ધર્મ સમજૂતી પ્રેમ, એકતા જેવી સદ્‌ભાવનામાં નવા પ્રાણ પૂરશે.

કાર્યક્રમની સૂચિ : તા. ૫/૫/૨૦૧૦, બુધવાર : રાત્રે ૯:૩૦ કલાકે : ઓરકેસ્ટ્રા સાથે દાંડિયારાસ

તા. ૬/૫/૨૦૧૦, ગુરૂવાર : સવારે ૮:૦૦ કલાકે : સંતો અને નિયાણીઓનું સામૈયું-આર્શિવચન, સવારે ૯:૨૦ કલાકે : દિપ પ્રાગટ્ય, સવારે ૯:૩૦ કલાકે : સંતશ્રીઓના આર્શિવચન, બપોરે ૧૨:૦૦ કલાકે : સમૂહપ્રસાદ, બપોરે ૩:૧૫ કલાકે : શેઠીયા પરિવારના ભાઈઓ-બહેનો માટે ખુલ્લો મંચ, સાંજે ૭:૦૦ કલાકે : સમૂહપ્રસાદ, રાત્રે ૯:૦૦ કલાકે : કચ્છ અને બહારગામના વસતા શેઠીયા પરિવારના ભાઈઓ-બહેનો દ્વારા સાંસ્કૃતિક કાર્યક્રમ

તા. ૭/૫/૨૦૧૦, શુક્રવાર : સવારે ૯:૧૫ કલાકે : પાટીદાર સમાજના અને શેઠીયા પરિવારના રાજકીય ક્ષેત્રના અગ્રણીઓનું પ્રવચન અને ખુલ્લો મંચ, બપોરે ૧૨:૦૦ કલાકે : સમૂહપ્રસાદ, બપોરે ૩:૧૫ કલાકે : શેઠીયા પરિવારના ૭૦ વર્ષથી ઉપરના વડિલોનું સન્માન અને પરિવારના ૨૦૦૧ તથા ત્યારબાદના ગ્રેજ્યુએટ થયેલા ભાઈઓ-બહેનોનું સન્માન અને વિશિષ્ટ સિદ્ધિ મેળવેલાનું સન્માન, સાંજે ૭:૦૦ કલાકે : સમૂહપ્રસાદ, રાત્રે ૯:૦૦ કલાકે : કૃષ્ણલીલા

તા. ૮/૫/૨૦૧૦, શનિવાર : સવારે ૯:૧૫ કલાકે : નિયાણીઓનું સન્માન, બપોરે ૧૨:૦૦ કલાકે : સમૂહપ્રસાદ, બપોરે ૩:૦૦ કલાકે : દાતા પરિવારોનું સન્માન

કાર્યક્રમ સ્થળ : વિશ્રામ નગર, ઉગમણા નાકે, નવાવાસ, ગઢસીસા, તા.માંડવી-કચ્છ.

નિમંત્રક : શ્રી શેઠીયા પરિવાર સ્નેહ મિલન સમિતિ (ભીમાણી-પરવાડિયા)
ભગતનગર, મુ. ગઢસીસા, તા.માંડવી-કચ્છ. WebSite : www.shreeshethiyaparivar.com

સૌજન્ય :
• શ્રી શિવજી પ્રેમજી ભીમાણી (રત્નાપર-મઉ) (લાલજીભાઈ-શાંતિભાઈ)
• શ્રી રવજી દેવશી ભીમાણી (રત્નાપર-મઉ) (દેવજીભાઈ)
• શ્રી પરવાડિયા એગ્રીકલ્ચર (ગોરધનભાઈ, અરવિંદભાઈ, ભરતભાઈ) • શ્રી રાજશ્રી મેટલ (સુરેશભાઈ)
• શ્રી રાજશ્રી યુટેન્સીલ અને જીલમેટલ (જેન્તીભાઈ, વિનોદભાઈ, હિતેશભાઈ, રશ્મિનભાઈ)

કચ્છમિત્ર APPOINTMENTS

કચ્છમિત્ર
કચ્છમિત્રમાં દર બુધવારે અને શનિવારે આવતી 'એપોઈન્ટમેન્ટ્સ'
સંપર્ક : કચ્છમિત્ર કાર્યાલય

**જોઈએ છે**
સિવિલ એન્જિનીયર્સ
સાઈટ સુપરવાઈઝર
મિસ્ત્રી, ક્લાર્ક, વેલ્ડર, ફીટર
ઈલેક્ટ્રીશિયન, મિક્સિંગ મશીન / ટ્રાન્ઝીટર ઓપરેટર
રસોઈયો, લેબર મેટ
લેબર કોન્ટ્રાક્ટર
સંપર્ક
westernconfab@gmail.com
મુંદરા-98981 61437
નલિયા-98792 29253
અમદાવાદ-98250 70867

**જોઈએ છે શિક્ષિકા બહેનો**
(1) M.Com. B.Ed. - આંકડાશાસ્ત્ર, નામાનાં મૂળતત્વો
(2) M.A. B.Ed. - અંગ્રેજી સાથે
(3) B.Sc. B.Ed. - ગણિત/વિજ્ઞાન
(4) P.G.D.C.A અથવા B.C.A કમ્પ્યુટર
(5) સંગીત વિશારદ
(6) સુંદર અક્ષર અને કમ્પ્યુટર જ્ઞાન ધરાવતા ક્લાર્ક
સ્વહસ્તાક્ષરમાં અરજી તા. ૧૫-૫-૧૦ સુધી નીચેના સરનામે મોકલવી કે રૂબરૂ આપી જવી.
મંત્રીશ્રી/પ્રમુખશ્રી
શ્રી કચ્છી લેવા પટેલ કન્યા વિદ્યામંદિર
જૂની એસ.ટી. કોલોની પાછળ, સંતોષી માતા મંદિર રોડ, ભુજ-કચ્છ.

Admission-2010-11
Maharashtra Karnataka
Advance Booking in
M.B.B.S
Free Seminar / Free Information / Guidance / Today Tomorrow
Krishna-Karad, Pravara-Loni, BVP-Pune, Maha.Asso.
૨૧૦ રાજશ્રી comp. શાહીક રોડ, રાજકોટ.
Mo.92275 32123

**અભિનંદન**



ચાકી નઝમા અબ્રેમાન
પ્રમુખ, મહિલા કોંગ્રેસ, અબડાસા
આપશ્રીની ઉપરોક્ત પદે વરણી થવા બદલ ખૂબ ખૂબ અભિનંદન.
ચાકી જુસબ મામદ
સહ પરિવાર, કોટડા-રોહા

REQUIRED
We, a Shroff Group of Companies, require for our Bhuj Head Office:
**MANAGER ADMIN. - ACCOUNTS-FINANCE-TAXATION**
(Male only) Experience : Min. 10 to 15 years.
Should possess fluency in English, Tally ERP, all matters relating to Direct and Indirect Taxation such as Excise, VAT, TDS, Service Tax, etc. must be able to handle finalization of accounts as per Companies Act. Well versed with banking requirements and correspondence.
Qualification : Experienced non C.A. Commerce Graduate or C.A.
**ACCOUNT ASSISTANT**
(Male only) Experience : Min. 4 to 6 years.
Should possess required fluency in English, Tally ERP, basic and working knowledge accounting and Direct and Indirect Taxation.
Qualification : Commerce Graduate
Pl. apply within 10 days with your complete Bio-Data along with all testimonial & PP size photograph to
**Agrocel Industries Limited**
Lotus Colony, Nr. PCV Mehta School, Bhuj-Kutch.

**Parle Products Pvt. Ltd. - Bhuj-Kutch.**
VACANCY
**TECHNICIAN**
ITI Fitters required with 2-3 years experience in FMCG Industry, having experience in HFW packing machine especially Multipack will be preferable.
(Freshers can also apply for this post.)
Send your C.V. within 7 days at below mention address or e-mail it at :
**Parle Products Pvt. Ltd.**
B/h. Shekhpir, Village - Ler, Tal. Bhuj, Dist-Kutch.370 001
E-mail : bhadkabr@parle.biz

**WANTED**
**Klaus Waren Fixtures Pvt. Ltd.**
requires for their Plant:
Lady Executive - 2 — for Admin HR - 2 Yrs Exp. Graduate with computer knowledge Age group:-(24 to 28)
Ladies - 4 — B.Com - Fresh & Exp. Graduate with computer knowledge
Boys - 3 — BA/B.Com - Fresh & Exp. Graduate with computer knowledge
Apply to : HR Dept.
**Klaus Waren Fixtures Pvt. Ltd.**
10th Milestone, Bhuj-Bhachau Highway, Bhuj (Kutch).
Email - kwfhrd@gmail.com
Mob.no.-81286-57038

**NETAFIM** GROW MORE WITH LESS
Join the world leader
વિશ્વની નંબર ૧ ટપક સિંચાઈ કંપની
**વોક-ઇન-ઇન્ટરવ્યુ**
નેટાફીમ લીમીટેડ, વિશ્વના ૧૧૦થી વધુ દેશોમાં પોતાનું માર્કેટીંગ નેટવર્ક અને ૧૨ ઉત્પાદન એકમો ધરાવતી કૃષિક્ષેત્રે વિશ્વની સૌથી અગ્રેસર કંપની છે. નેટાફિમ ઇન્ડિયા આજે ભારતની કૃષિક્ષેત્રે ઉચ્ચ ગુણવત્તાના ઉત્પાદનો તથા ઉત્તમ સેવા માટે જાણીતી અગ્રેસર કંપની છે. જી.જી.આર.સી. દ્વારા માન્ય અને ગુજરાતના ખેડૂતોની પ્રથમ પસંદગી પામેલ કંપનીને ગુજરાતમાં ડ્રીપ ઈરીગેશનના વિસ્તરણ અને વિતરણ માટે નીચે મુજબના સ્ટાફની જરૂરીયાત છે.
(૧) ડીસ્ટ્રીક્ટ મેનેજર (૨) ફીલ્ડ ઓફીસર (૩) ફીલ્ડ આસીસ્ટન્ટ (૪) ડીઝાઈનર (૫) એ.એસ.ટી.એસ. ઈન્સપેક્ટર (૬) ટેકનીશિયન
શૈક્ષણિક લાયકાત :- એગ્રી. એન્જીનીયર / એમ.એસ.સી./બી.એસ.સી. એગ્રી, એમ.આર.એસ /બી.આર.એસ - એમ.એસ.ડબલ્યુ / ડીપ્લોમા એગ્રીકલ્ચર / આઈ.ટી.આઈ / એગ્રીકલ્ચર ફીલ્ડના અનુભવી
ઉપરોક્ત જગ્યાઓ માત્ર કચ્છ માટે છે.
ઇચ્છુક ઉમેદવારોએ પોતાનો બાયોડેટા, જરૂરી શૈક્ષણિક લાયકાતના સર્ટીફીકેટો, ડ્રાઈવીંગ લાયસન્સ (ઝેરોક્ષ કોપી) અને પાસપોર્ટ સાઈઝ ફોટો સાથે લઈને આવવા વિનંતી છે.
તારીખ : ૮ મે, ૨૦૧૦ (શનિવાર)
સમય : રીપોર્ટીંગ - સવારે ૯.૩૦
સ્થળ : હોટેલ રાજમહલ, જીલ્લા પંચાયતની સામે, સૂરમંદિર સિનેમાની બાજુમાં, ભુજ, કચ્છ - ગુજરાત.
સંપર્ક : સ્નેહા રાઠોડ - ૯૬૮૭૬૯૬૬૮૦
જે ઉમેદવારો વોક-ઈન-ઈન્ટરવ્યુમાં હાજર ન રહી શકે તેમ હોય તેઓએ પોતાના બાયોડેટા નીચે જણાવેલ સરનામે દિવસ ૭માં મોકલવા વિનંતી છે.
એચ.આર.ડીપાર્ટમેન્ટ
**નેટાફિમ ઇરીગેશન ઇન્ડિયા પ્રાઇવેટ લીમીટેડ**
૩૦૨, તક્ષ પેરેડાઈમ, સ્ટાર માર્ટ પાસે, જુના પાદરા રોડ, વડોદરા - ૩૯૦ ૦૧૫

Digitially Archived by: www.realpatidar.com/library

# કચ્છની ચિંતા કરે તેવા શ્રેષ્ઠીની ખોટ સાલશે

**કાંતિભાઇ ઘીવાલાને સમસ્ત જૈન સમાજ દ્વારા ભુજ અને વર્ધમાનનગરમાં અંજલિ અપાઇ**

ભુજ, તા. ૪ : કચ્છ જૈન સમાજના જાણીતા મોવડી કાંતિભાઇ ઘીવાલાને ભુજ જૈન સાત સંઘ દ્વારા આયોજિત શોકસભામાં સમસ્ત જૈન સમાજે તેમની સેવાઓ અને ગુણોને યાદ કરી ઊંડા દુઃખ સાથે ભાવભરી અંજલિ અર્પી હતી. વર્ધમાનનગરમાં પણ શ્રદ્ધાંજલિ અર્પવા શોકસભા યોજાઇ હતી.

ભુજ જૈન સાત સંઘ અધ્યક્ષ પી. સી. શાહના પ્રમુખપદે જૈન ગુર્જરવાડી ખાતે શોકસભામાં પ્રારંભે સાધ્વી કીર્તિલતાશ્રીજી મ.સા. તથા સૌમ્યલતાશ્રીજી મ.સા.એ માંગલિક શ્રવણ કરાવ્યું હતું. અંજલિ અર્પતાં રાપર વિસ્તારના ધારાસભ્ય બાબુભાઇ મેઘજી શાહે જણાવ્યું હતું કે, કચ્છની ચિંતા કરે તેવા શ્રેષ્ઠીની ખોટ સાલશે. તેમના સદ્ગુણો કાયમ યાદ રહેશે.

તપગચ્છ જૈન સંઘના અધ્યક્ષ શાંતિલાલ ઝવેરીએ જણાવ્યું હતું કે, તેઓમાં ગજબની નિર્ણાયક શક્તિ હતી. અચલગચ્છ જૈન સંઘના અધ્યક્ષ મહેન્દ્ર શાહે તેમના કાર્યો અનુમોદનીય હોવાનું કહ્યું હતું. જૈન સંઘ વતી રજનીભાઇ પટવા આઠ કોટિ મોટી પક્ષ સ્થાનકવાસી સંઘ વતી વિનોદ મહેતા, છ કોટિ સ્થાનકવાસી જૈન સંઘના જગદીશ મહેતા, આઠ કોટિ નાની પક્ષ સ્થાનકવાસી જૈન સંઘના નીતિન શાહે, આરાધના ભવન જૈન સંઘ અને વાગડ સાત ચોવીસી સંઘ વતી કમલનયન મહેતા, તેરાપંથ જૈન સંઘ વતી વાડીભાઇ મહેતા અને ક.દ.ઓ. જૈન મહાજન ભુજ વતી પ્રબોધ મુનવરે અંજલિ આપી હતી.

ક.વી.ઓ. જૈન મહાજન અધ્યક્ષ તારાચંદભાઇ છેડાનો શોક સંદેશ વાંચી સંભળાવવામાં આવ્યો હતો. પૂર્વ ધારાસભ્ય મુકેશ ઝવેરીએ જણાવ્યું હતું કે, સમસ્ત જૈન સમાજને સાથે રાખી બનેલું વર્ધમાનનગર કાંતિભાઇની કાયમી યાદ અપાવશે. ભદ્રેશ્વર ટ્રસ્ટના પ્રમુખ પ્રવીણચંદ્ર શાહે તીર્થમાં કાંતિભાઇએ જે કાર્ય કર્યું હતું તે અદ્ભુત અને અવર્ણનીય છે તેવું જણાવ્યું હતું.

વર્ધમાનનગર ઓનર્સ એસો. ઉપપ્રમુખ ઇશ્વરભાઇ દેસાઇએ, વીશા ઓસવાળ જૈન ગુર્જર મહિલા મંડળ વતી રેશમાબેન ઝવેરી તથા વી.ઓ. જૈન ગુ. યુવક મંડળ દ્વારા તેજ શાહે સદ્ગતના સેવાભાવી કાર્યોને યાદ કર્યા હતા.

ભુજ વી.ઓ. જૈન ગુર્જર જ્ઞાતિના આર. સી. શાહ, પૂર્વ ધારાસભ્ય મોહનભાઇ શાહ, માકપટ જૈન સંઘ વતી જિજ્ઞેશભાઇ શાહ, સંઘ મિત્રા જૈન મહિલા મંડળ વતી હિનાબેન, પાર્શ્વવલ્લભ ઇન્દ્રધામ ટ્રસ્ટ વતી વીરસેનભાઇએ શ્રદ્ધાંજલિ આપી હતી.

માંડવી અચલગચ્છ જૈન સંઘ પ્રમુખ નરેશભાઇ શાહે જણાવ્યું હતું કે, કાંતિભાઇ મૃત્યુ પામ્યા નથી મોક્ષે ગયા છે. મોતને જીતી ગયા છે. વસંતભાઇ દોશીએ તેમની વિદાયને કચ્છના જાહેર જીવન માટે આઘાતજનક ગણાવી કચ્છ પાંજરાપોળ સંસ્થાઓ વતી અંજલિ આપી હતી. શોકઠરાવનું વાંચન પી. સી. શાહે કર્યું હતું. ઘીવાલા પરિવાર વતી હર્ષદભાઇએ સૌ પ્રત્યે આભારની લાગણી વ્યક્ત કરી હતી. સંચાલન એલ. પી. શાહે કર્યું હતું.

દરમ્યાન વર્ધમાનનગરનાં પ્રેરક અને સ્થાપક પ્રમુખ કાંતિભાઇ ઘીવાલાને શ્રદ્ધાંજલિ આપવા વર્ધમાનનગર ઓનર્સ એસો. ઉપપ્રમુખ ઇશ્વરભાઇ દેસાઇના અધ્યક્ષસ્થાને શોકસભા યોજાઇ હતી. કંચનસાગરજી મ.સા.એ માંગલિક શ્રવણ કરાવ્યું હતું. વર્ધમાનનગર ઓનર્સ એસો., વર્ધમાન જિનાલય ટ્રસ્ટ, વર્ધમાન એન્ડ એજ્યુકેશન ટ્રસ્ટ વતી અંજલિ આપવામાં આવી હતી. પંચાયત સભ્યો ભૂપેશ શાહ તથા નીતિન ઝવેરી, પી. સી. શાહ, દલીચંદભાઇ, રમેશભાઇ શાહ, મહેન્દ્રભાઇ મહેતા, અશ્વિન શાહ, પ્રબોધ મુનવર, અશોક મહેતા, આશીત શાહ, સીલુબેન શાહ વિગેરેએ તેમના કાર્યોને બિરદાવી અંજલિ આપી હતી.

અધ્યક્ષસ્થાનેથી ઇશ્વરભાઇ દેસાઇએ સૌ વર્ધમાન નગરવાસીઓ એકતા-સંપ- સંગઠનથી રહી વિકાસનાં કાર્યોમાં સક્રિય બની નગરની આન-બાન-શાન વધારે એ જ કાંતિભાઇને સાચી શ્રદ્ધાંજલિ હશે તેવું કહ્યું હતું. શોકઠરાવનું વાંચન ધીરજ પારેખે કર્યું હતું.



મુંદરા ખાતેની સિવિલ હોસ્પિટલને અનવર આમદ ચાકી પરિવાર તરફથી વોટર કૂલરની ભેટ અપાઇ હતી, આ ઉપયોગી સુવિધા પૂરી પાડવા બદલ હોસ્પિ.ના સર્જન ડો. ધુઆએ આભાર માન્યો હતો, તસવીરમાં સર્જન 'વોટર કૂલર' અર્પણ કરતા શ્રી ચાકી જોવા મળે છે.



કોટડા (રોહા)ની મહિલાઓને પગભર કરવા વી.આર.ટી.આઇ. દ્વારા તાલીમ આપવામાં આવી હતી (તસવીર : રમેશ રોશિયા)

# કોટડા (રોહા) ગામે મહિલાઓને સ્વરોજગારી માટે તાલીમ અપાઇ

દેવપર-ગઢ (તા. માંડવી), તા. ૪ : નખત્રાણા તાલુકાના કોટડા (રોહા) ગામે જિલ્લા જળસ્રાવ યોજના અંતર્ગત વોટર સેડ અને હરિયાળી યોજનામાં સ્વ સહાય જૂથની ૭૫ મહિલાઓને સ્વરોજગારી મળે તે માટે ચાર દિવસીય વ્યવસાયિક તાલીમ અપાઇ હતી. તાલીમના અંતે તમામ મહિલાઓને તાલીમનો સ્વરોજગારી મેળવવા ઉપયોગ કરશે એવો સંકલ્પ લીધો હતો.

વી.આર.ટી.આઇ.ના માવજીભાઇ બારૈયાના માર્ગદર્શન હેઠળ તારાબેન પ્રદીપસિંહ બારડે ગામમાં મહેશ્વરી સમાજવાડી ખાતે સ્વસહાય જૂથની મહિલાઓને રસોડાની વિવિધ વાનગીઓ અને ઘરબેઠા સ્વરોજગારી મેળવવા ગૃહ ઉદ્યોગની શેમ્પુ, સાબુ, અગરબત્તી સહિતની કેટલીક બનાવટો શીખવી હતી. આયોજન પ્રોગ્રામ અધિકારી ભૂમિકાબેન શાહે કર્યું હતું. ખેરાજભાઇ મહેશ્વરીની પ્રેરણાથી બનેલા સ્વસહાય જૂથના સભ્યો મેઘબાઇ નરશી બુચિયા, દેવલબાઇ પચાણ જેપાર, ખીમીબેન મહેશ મારાજ, જુમાબેન ચાંપશી માતંગ, સહિતની મહિલાઓએ તાલીમ લીધી હતી. ધરમશી મારાજ, જયંતીભાઇ મારાજે વ્યવસ્થા સંભાળી હતી. ખેરાજભાઇ મહેશ્વરીએ આભાર માન્યો હતો.

# ગાંધીધામમાં ઝૂંપડપટ્ટી વિસ્તારમાં થયેલી કાર્યવાહી દુઃખદ : કોંગ્રેસે નારાજગી દર્શાવી

ભુજ, તા. ૪ : ગાંધીધામની ઝૂંપડપટ્ટી વિસ્તારમાં રહેતા ગરીબ પરિવારોને કોઇપણ વૈકલ્પિક વ્યવસ્થા આપ્યા વિના ઝૂંપડા તોડી નખાતાં કોંગ્રેસે વિરોધ કરી ઘટનાને વખોડી હતી.

પ્રદેશ કોંગ્રેસના ઉપપ્રમુખ આદમ ચાકીએ એક યાદીમાં જણાવ્યું હતું કે છેલ્લા ૩૫-૪૦ વરસથી ઝૂંપડા બનાવીને રહેતા લોકોના ઝૂંપડા તોડીને નગરપાલિકા તંત્રે બેઘર બનાવી દીધા છે.

અન્ય સ્થળે વસાવ્યા વગર બુલડોઝર ફેરવીને કિન્નાખોરી દાખવી હોવાનો તેમણે આક્ષેપ કર્યો હતો.

પોલીસ કાફલા સાથે જ્યારે ઝૂંપડા તોડવામાં આવતા હતા ત્યારે સ્થાનિક કોંગ્રેસે અટકાવવાની માગણી કરી હતી. ઊલટાનું અગ્રણીઓની અટક કરી લેવામાં આવી હતી. તેમણે જણાવ્યું હતું કે આ ઝૂંપડપટ્ટીમાં રહેતા પરિવારો કોંગ્રેસ તરફના છે એટલે ભાજપશાસિત નગરપાલિકા અને ધારાસભ્યના દબાણને કારણે કાર્યવાહી કરવામાં આવી હતી તે ખરેખર દુઃખદ ઘટના છે. વળી માનવતાને ધ્યાને લેવાઇ નથી એમ તેમણે ઉમેર્યું હતું.

## ૭મીથી કચ્છના ત્રણ દિવસના પ્રવાસે આવતા શિપિંગ સચિવ

ગાંધીધામ, તા. ૪ : ભારત સરકારના શિપિંગ મંત્રાલયના સચિવ કે. મોહનદાસ તા. ૭/૫થી અહીંની ત્રણ દિવસની મુલાકાતે આવી રહ્યા છે. તેઓ બંદરની રૂબરૂ મુલાકાત લીધા બાદ બંદર વપરાશકારો, યુનિયનના આગેવાનો વગેરેને મળશે. ૭મીએ બપોરે આવનારા સચિવ ૮મીએ સવારે મહાબંદરની સત્તાવાર મુલાકાત લેશે. ત્યારબાદ પ્રશાસનિક કાર્યાલય ખાતે આવીને બંદર વપરાશકારો સાથે બેઠક યોજાશે. તેઓ ૯મીએ પરત જવા રવાના થશે. અત્રે એ ઉલ્લેખનીય છે કે, કંડલા પોર્ટ કર્મચારી સંઘ 'ઇન્ટુક'નું પ્રતિનિધિમંડળ દોઢ મહિના પહેલાં શિપિંગ સચિવને મળ્યું હતું અને બંદરના વિકાસ, વિવિધ પ્રોજેક્ટ્સમાં થઇ રહેલો વિલંબ વગેરે જેવા ૧૫ મુદ્દાની રજૂઆત કરી હતી, તે સમયે જ સચિવે રૂબરૂ કંડલા આવવા ખાતરી આપી હતી, તેવું યુનિયનના પ્રમુખ આસવાણીએ જણાવ્યું હતું.

## હવે ગીધની વસ્તી ગણતરી હાથ ધરાશે

ગાંધીનગર, તા. ૪ (અમારા પ્રતિનિધિ તરફથી) : ગુજરાતમાં સિંહોની વસ્તી ગણતરી પૂરી થયા બાદ શિકારી પક્ષી ગીધનું સર્વેક્ષણ ૨૮ ને ૨૯ મે દરમિયાન હાથ ધરવામાં આવશે. છેલ્લી વસ્તી ગણતરી મુજબ રાજ્યમાં ૧૪૩૧ ગીધ જણાયા હતા અને પ્રતિ વર્ષ પ્રતિબંધિત ડાયક્લોફેનેક નામની દવાનો છૂટથી ઉપયોગ થવાને કારણે તેની અસરથી ગીધનાં મોત થતાં ગીધની સંખ્યામાં ઘટાડો નોંધાયો છે.

ગીધના સર્વેક્ષણ અંગે માહિતી આપાતા ગીર ફાઉન્ડેશનના ડો. કેતને જણાવ્યું હતું કે, ગીધ સર્વેક્ષણ માટે હેડ કાઉન્ટિંગની પદ્ધતિ અપનાવવામાં આવશે.

## ગઢશીશા અંબાજી મંદિરનાં સેવાભાવી અને ચંદુમાના પિતાનું નિધન

ગઢશીશા, તા. ૪ : અંબાજી મંદિરના શ્રી ચંદુમા, તેમના ૪ ભગીની અને નર્મદા કિનારે ગરૂડેશ્વર-રામપુર સ્થિત શ્રી જનકમાના પિતા અને સેવાભાવી બુઝુર્ગ કલ્યાણજી હરિરામ ગણાત્રાનું ૮૫ વર્ષની વયે અવસાન થતાં ગઢશીશા પંથક ઉપરાંત ભાવિક વર્તુળમાં શોક ફેલાયો છે.

કલ્યાણજીબાપાના હુલામણા નામે જાણીતા આ બુઝુર્ગ છેલ્લા ઘણાં વર્ષોથી અંબાજી મંદિર ખાતે દીનદુઃખિયાની સેવા કરતા અને દાન પ્રવૃત્તિથી જોડાયેલા હતા. સદ્ગતની સ્મશાનયાત્રા તા. ૫-૫ના સવારના ૯ વાગ્યે તથા તા. ૬-૫ના સાંજે ૪થી ૫ શોકસભા યોજાશે.

## છેલ્લા પાનાથી...

### સશસ્ત્ર હુમલો

હાથમાં ઇજા કરી હતી. આ આરોપીએ કંપનીના કર્મચારી પાસેથી અગાઉ ત્રણેક વખત ડીઝલ લીધું હતું.

દરમ્યાન આરોપી હીરા બાબુ કોળી, રાયધણ રવા કોળી અને હરખા હરજી કોળી જીપ લઇને ત્યાં આવ્યા હતા અને કંપનીના અન્ય કર્મચારી ચંદ્રકેતુ સિંઘને હીરાએ ધારીયું ફટકારતાં જીવલેણ ઇજાઓ પહોંચી હતી.

જ્યારે રાયધણ અને હરખાએ લાકડીઓ વડે પ્રહાર કરતાં બનાવના ફરિયાદી મદન મોહન રેવંતીકાંત ચક્રવર્તીને પણ ઇજાઓ પહોંચી હતી. ગઇકાલના આ જીવલેણ હુમલામાં પોલીસે તપાસ હાથ ધરી દેવશીભાઇ અને રાયધણભાઇની ધરપકડ કરી હતી. વધુ તપાસ પોલીસે હાથ ધરી છે.

### નર્મદાનીર

અબડાસાના વાયોર વિસ્તારના લોકોને નર્મદાનું પાણી મળી રહે છે.

નખત્રાણા તાલુકાના મોટા ભાગના ગામો એવા હતાં કે, જ્યાં મીઠા ભૂગર્ભ જળ હતા જેના કારણે સ્થાનિક સોર્સ મારફતે પાણી વિતરણ કરાતું હતું પણ હવે ઉનાળાના દિવસોમાં બોર સુકાઇ જતા હોવાથી પાણીની તકલીફ થતી હોવાની ફરિયાદ મળે છે કયાંક કાંયાવાળું પાણી હોવાથી આરોગ્યની દ્રષ્ટિએ પણ જોખમી બની શકે છે.

નર્મદાથી વંચિત રહેલા નખત્રાણા તાલુકાના ૧૦૧ ગામોને પેયજળ પૂરું પાડવા પાંચ જુદી જુદી લાઇનનું આયોજન ગોઠવવામાં આવ્યું છે. આ માટે પાંચ ગ્રુપ બનાવવામાં આવ્યા છે. મંજલ, ખીરસરા, નખત્રાણા, વરમસેડા અને ખોંભડી ગ્રુપ ખાતે ફિલ્ટર પ્લાન્ટ પણ નાખવામાં આવશે એમ શ્રી પટેલે જણાવ્યું હતું. આ ૧૦૧ ગામોને પાણી પહોંચાડવા પાછળ રૂા. ૩૫ કરોડના જંગી ખર્ચે યોજના તૈયાર કરવામાં આવી છે અને ટેકનીકલ રીતે પણ મંજૂરી આપી દેવાતાં આગામી દોઢ વરસમાં તમામ ગામોને જોડી દેવામાં આવશે.

અધિકારીના કહેવા પ્રમાણે સુખપર (યક્ષ) જતી મુખ્ય પાણીની લાઇનમાંથી પાણીની વિતરણ વ્યવસ્થા ગોઠવવામાં આવશે.

નખત્રાણા ઉપરાંત ખોંભડી, ટોડિયા, દેશલપર (ગું), રતડિયા, રસલિયા, નેત્રા, વાલ્કા, ઘડાની, ઉગેડી, ઢોરો, લુણા, વિરાણી, વિથોણ, નાગવીરી, નેત્રા જેવા મોટા ગામો સહિત ૧૦૧ ગામોને આવરી લેવામાં આવશે એમ તેમણે માહિતી આપતાં જણાવ્યું હતું.

### પ્લાન્ટેશન ન કરવા ધમકી

જવાબદારી વન વિભાગે લીધી હતી. આજે જમીનોની સાફસફાઇ કરી ફેન્સીંગ અને પ્લાન્ટેશનનું કામ શરૂ થવાનું હતું, તેવામાં વન વિભાગના અધિકારીને કોઇ વગદાર તત્ત્વોએ ફોન કરીને આ કામ નહીં કરવા ધાકધમકી કરી હતી.

અત્રે એ ઉલ્લેખનીય છે કે, આ રસ્તા ઉપર થયેલા દબાણો હટાવી લેવાયા પછી આ રોડસાઇટ પ્લાન્ટેશનનો નિર્ણય લેવાયો હતો. સંભવતઃ આ દબાણકારો જ આ ધાકધમકી પછવાડે હોવાનું મનાઇ રહ્યું છે. જો ફેન્સીંગ અને વનીકરણ થઇ જાય તો પછી દબાણો શકે નહીં.

એક સારી કામગીરીને જો આ રીતે વગદારો પોતાના સ્વાર્થ ખાતર અટકાવવા માગતા હોય અને તેમાં જો કોઇ અધિકારીને ધાકધમકી કરાય તો તેવા લોકો સામે પગલાં લેવાવાં જોઇએ તેવી માંગ નાગરિકો કરી રહ્યા છે. બીજી બાજુ આ અધિકારી આવી ધાકધમકીને વશ નહીં થવાય અને કામગીરી પૂર્ણ કરાશે તેવી ખાતરી આપી રહ્યા છે.

### એકને ગોળ

અને બે દિવસ પહેલાં જ જિલ્લા કક્ષાએથી મામલતદાર ગાંધીધામને આદેશ અપાયો કે દુકાનદાર સામે ફોજદારી નોંધાવો.

માહિતગાર કહે છે કે, જો ગુનો અંજાર અને પડાણા બંને દુકાનદારોનો સરખો હોય તો મામલતદારોને આદેશ પણ સરખા જ હોવા જોઇએ કે નહીં, એકને કારણદર્શક નોટિસ તપાસ પહેલાં અપાય છે અને બીજાને બચાવની કોઇપણ તક આપ્યા વગર ફોજદારીનો સામનો કરવા ઊભો રખાય છે.

આ ચર્ચાસ્પદ પ્રકરણો અંગે જિલ્લા પુરવઠા અધિકારી ડી.એલ. પરમારનો સંપર્ક સાધતાં તેમણે સ્પષ્ટતા સાથે જણાવ્યું હતું કે, અંજારના દુકાનદારે માંદગી સબબ થોડો સમય રજિસ્ટર નિભાવ્યા ન હતા, જ્યારે પડાણાવાળાએ તો ક્યારેય રજિસ્ટર નિભાવ્યા જ નથી. દુકાનદાર કબૂલે છે કે, તેને ખુદને યાદ નથી કે ક્યારેય સ્ટોક રજિસ્ટર, બિલબુક લખ્યા હોય આ ગંભીર બાબત છે તેથી તેની સામે ફોજદારીનો નિર્ણય લેવાયો છે. બંને દુકાનદારોએ ગેરરીતિ કરી પણ સજાના નિર્ણયમાં કોઇ રાજકીય કારણ કામ કરતું નથી તેવું તેમણે સાફ શબ્દોમાં કહ્યું હતું.

# વિથોણમાં બી.એસ.એન.એલ.ની સેવા ખોરવાતાં ટેલિફોન ઠપ

વિથોણ (તા. નખત્રાણા) તા. ૪ : વિથોણમાં બી.એસ. એન.એલ.ની સેવા બે દિવસથી ખોરવાઇ જતાં હજારો મોબાઇલ મૂંગા બન્યા તો ટેલિફોન સેવા પણ ઠપ છે અને લોકોમાં ભારે નારાજગી છે. લોકોના કહેવા અનુસાર વિથોણ વિસ્તાર સરકારી યોજનાઓથી બહાર હોય તેવું લાગે છે. માર્ગ અને મોબાઇલ સેવા વિથોણને વારસામાં મળેલી પળોજણ છે. મોબાઇલ સેવા પાછલા બે માસથી અવિરત ચાલુ હતી પરંતુ તા. ૨૫ના સાંજે પાંચ વાગ્યા પછી લાગેલું મોબાઇલ સેવાનું ગ્રહણ હાજી ઊતર્યું નથી. સેવા ઠપ થઇ હોવાનું ચોક્કસ કારણ જાણવા મળ્યું નથી પરંતુ ત્રણ દિવસથી કથળેલી સેવા ચાલુ કરવામાં આવે તેવું જણાવવામાં આવ્યું છે. હવે લગ્નસરો નજીક આવે છે. દેશ-પરદેશથી લોકો કચ્છમાં આવી રહ્યા છે તેવા જરૂરી સમયે મોબાઇલ સેવાનું બંધ રહેવું યોગ્ય નથી. અત્યારે મોબાઇલના ફોન ગજવામાં ભારણ કરતા હોય તેવું લાગે છે. વિથોણનું ટાવર બંધ હોવાથી અન્ય ગામના ટાવરો પકડી વાત કરવા લોકો છત ઉપર કે વૃક્ષો ઉપર ચડતા હોય છે. વિથોણના મોબાઇલ ટાવરથી વિસ્તારના ૧૦થી ૧૫ ગામો જોડાયેલાં છે. બી.એસ.એન.એલ.નો મોબાઇલ ધરાવતા ગ્રાહકો માટે અત્યારે ઉપાધિ છે. આજુબાજુના દેશલપર, નખત્રાણાના ટાવરો દ્વારા સંકેતો (તરંગો) પકડાયા છે પરંતુ વિથોણ ખાતે ઊભેલું કંપનીનું ટાવર શોભાનાં પૂતળા જેવું લાગે છે.

બી.એસ.એન.એલ.ની સેવાથી ત્રસ્ત લોકો અન્ય કંપનીના કાર્ડ ખરીદવા લાગ્યા છે, જેની નોંધ લેવી જોઇએ.

# ચુડાસમા સસ્પેન્ડ

ગાંધીનગર, તા. ૪ (અમારા પ્રતિનિધિ તરફથી) : સૌરાબુદ્દીન નકલી એન્કાઉન્ટર કેસમાં ડીસીપી અભય ચુડાસમાની સીબીઆઇએ ધરપકડ કર્યા બાદ રાજ્યના ગૃહ વિભાગ દ્વારા તેમને સસ્પેન્ડ કરવામાં આવ્યા છે. આ સંદર્ભે સોમવારે યોજાયેલી ગૃહ વિભાગના ટોચના અધિકારીઓની બેઠકમાં ડિમ્ડ સસ્પેન્શન પછીની ખાતાકીય કાર્યવાહી કરવા અંગેનો નિર્ણય લેવામાં આવ્યો હતો. જો કે, ચુડાસમા સામે કાર્યવાહી હાથ ધરતાં પહેલાં વિભાગ દ્વારા કાયદા નિષ્ણાતોનો અભિપ્રાય લેવામાં આવ્યો હતો. સીબીઆઇના અધિકારીઓએ ગત સપ્તાહે અભય ચુડાસમાની ધરપકડ કરી હતી. રાજ્યના પોલીસ અધિકારી કે કોઇપણ કર્મચારીની ધરપકડ થાય એટલે તેને ડિમ્ડ સસ્પેન્શન હેઠળ મુકવામાં આવે છે ત્યારબાદ ૪૮ કલાક સુધી કસ્ટડીમાં રાત ગુજારે તો તેનું ડિમ્ડ સસ્પેન્શનના ઓર્ડરમાં તબદિલ થઇ જાય છે.

# મરણનોંધ

**ભુજ : વડનગરા નાગર ડો. નલિનકાંત** (ઉ. વ. ૮૦) તે સ્વ. સવાઇલાલ દુર્લભદાસ રાણાના પુત્ર, સ્વ. ત્રિભુવનલાલભાઇ વૈશ્નવના જમાઇ, આશાબેન (રમાબેન)ના પતિ, સ્વ. કુંદનલાલભાઇ, સ્વ. કુસુમબેન હરસુખરાય ધોળકિયા, સ્વ. રમેશભાઇ, અંબરીશભાઇ તથા જયકિશોરભાઇ રાણાના ભાઇ, સ્મિતા પીયૂષભાઇ વૈશ્નવ, સ્વાતિ સતીશભાઇ દેસાઇ, પારુલ બંકિમભાઇ ત્રિવેદી તથા મેહુલના પિતા તા. ૩-૫ના આણંદ ખાતે અવસાન પામ્યા છે. સ્મશાનયાત્રા તા. ૫-૫ના બપોરે ૧૨ વાગ્યે ડી/૮, આકૃતિનગર, જીટોડિયા રોડ, આણંદના નિવાસસ્થાનેથી તથા પ્રાર્થનાસભા તા. ૬-૫ના ગુરુવારે સાંજે ૫ વાગ્યે આણંદ ખાતે.

**ભુજ : અતુલ શાહ** તે મૂળ મોટા અંગિયાના ગં.સ્વ. જયશ્રીબેન જયંતીલાલ વેલજીના પુત્ર, નીતાબેનના પતિ, આસ્થાના પિતા, ચમનલાલ વેલજીના ભત્રીજા, પારસ, બ્રિજેશ, મીનાબેન જયેશ વોરાના ભાઇ, માનકૂવાના શેઠ રાઘવજી વાલજીના દોહિત્ર, રાપરના જવાહરભાઇ એમ. શાહના જમાઇ તા. ૨-૫ના અવસાન પામ્યા છે. બંને પક્ષની પ્રાર્થનાસભા તા. ૫-૫ના બુધવારે જૈન ગુર્જરવાડી, વાણિયાવાડ, ભુજમાં. સાંજે ૪થી ૫ દરમ્યાન.

**ભુજ : હાજિયાણી નિયામત બીબી** (ઉ. વ. ૯૬) તે હાજી યુસુફશાના પત્ની, સૈયદ અહેમદશા હાજી યુસુફશા, અનવરશા અને અશરફશાના વાલેદા તા. ૪-૫ના અવસાન પામ્યા છે. જિયારત તા. ૬-૫ ગુરુવારે પીર મુરારશા વાલી મસ્જિદ, સેજવાળા માતામ, ભુજ ખાતે સવારના ૯-૩૦ વાગ્યે.

**ભુજ : કુંભાર હુસેન (મારા)** (ઉ. વ. ૫૦) તે મ. યાકુબ સુલેમાનના પુત્ર, મ. ઇસ્માઇલ (પેઇન્ટર), અલીમહંમદ, ઇશાક (ચનો), અબ્દ્રેમાન હાજી (બ્લોકવાળા), સાલેમહંમદના ભાઇ, મહંમદ (મુતવલી તોહીદ મસ્જિદ કેમ્પ), અબ્દુલ (રિક્ષાવાળા)ના પિતા તા. ૪-૫ના અવસાન પામ્યા છે. તાજિયત તા. ૬-૫ ગુરુવારે સાંજે મગરીબ સુધી નિવાસસ્થાન ડી. પી. ચોક, જનતાનગરી, કેમ્પ વિસ્તારમાં.

**ભુજ :** મૂળ માખેલના **મઢવી ખેંગારભાઇ ત્રિકમભાઇ** તે ડાયાલાલ મઢવી, વેલજી રૂગનાથના ભાઇ, કાશીરામભાઇ, મગનભાઇના પિતા, મોહન, મગનના કાકા તા. ૩-૫ના અવસાન પામ્યા છે. લૌકિક વ્યવહાર ગણેશનગર, ભુજ નિવાસસ્થાને.

**ભચાઉ : નાથબાવા નાગનાથ બાલનાથ** (ઉ. વ. ૭૩) તે હીરાનાથ, ચંચલનાથના ભાઇ, દુર્ગેશનાથ, હસમુખનાથ, શાંતિનાથ, જનતાબેન, મંજુલાબેન, ઊર્મિલાબેન, વિજયાબેનના પિતા, કિશોરનાથ, હરિનાથ, નારણનાથ અને દિનેશનાથના સસરા તા. ૪-૫ના અવસાન પામ્યા છે. ઉત્તરક્રિયા તા. ૧૪-૫ના નિવાસસ્થાન રજપૂતનગર ખાતે.

**રાપર : ભરતકુમાર** (ઉ. વ. ૪૪) તે ગોવિંદજી વીરજી રામાણીના પુત્ર, હંસાબેનના પતિ, સ્વ. કાંતિલાલ, શાંતિલાલના ભત્રીજા, શંકરલાલ, પ્રભુલાલ, નીતિનના ભાઇ, સૌમ્ય તથા મયૂરીના પિતા, નેણશી ટોકરશી ઠક્કર (ખાંડેકવાળા)ના જમાઇ, કાંતિલાલ હરિલાલ (મૂળ આડેસર હાલે ભુજ)ના ભાણેજ તા. ૪-૫ના અવસાન પામ્યા છે. બંને પક્ષની પ્રાર્થનાસભા તા. ૧૦-૫ સોમવારના સાંજે ૪થી ૫ લોહાણા મહાજનવાડી, રાપર ખાતે. (દસો રાખેલ નથી.)

**દહીંસરા (તા. ભુજ) : ખીમાણી માવજી વિશ્રામ પીંડોરિયા** (ઉ. વ. ૭૧) તે માનબાઇના પતિ, ધનજીભાઇ, અરજણભાઇના ભાઇ, કાંતિલાલ, ખીમજી, જિતેન્દ્ર, તારાબેન, સુશીલાબેનના પિતા તા. ૩-૫ના અવસાન પામ્યા છે. બેસણું તા. ૬-૫ના સવારે ૭-૩૦થી ૮-૩૦ નિવાસસ્થાન દહીંસરા ખાતે.

**ઝુરા (તા. ભુજ) : જત હવાબાઇ અલારખિયા** (ઉ. વ. ૯૫) તે ઓસમાણ ખમીશા, નૂરમામદ તથા દાઉદઅલીના કાકી, હુસેન ઓસમાણ, અધા, આધમના નાની, હાજી સુલેમાન, હાજી રમજુ, સુમાર, જાકબના બહેન તા. ૪-૫ના અવસાન પામ્યા છે. જિયારત તા. ૬-૫ના ગુરુવારે સવારે ૧૦ વાગ્યે જતવાસમાં, ઝુરા ખાતે.

**રતનાલ :** મૂળ ભીમાસર ભુટકિયાના **દરજી ભાનુબેન ગોવિંદભાઇ** (ઉ. વ. ૩૮) તે દરજી ગોવિંદના પત્ની, સ્વ. હરેશ, મહેશ, નીતેશ, રોહિતના માતા, પ્રીતિબેનના સાસુ, સ્વ. પરષોત્તમ ગંગારામ (ભચાઉ)ના પુત્રી, નવીન, દિલીપ, સુરેશ, નર્મદાબેન નાનજી, ચેતનાબેન દિનેશના બહેન, સ્વ. વાઘજીભાઇના પુત્રવધૂ તથા દરજી લાલજી માવજી (ગરામડી)ના ભાણેજી તા. ૪-૫ના અવસાન પામ્યા છે. લૌકિક વ્યવહાર તા. ૭-૫ના શુક્રવારે રતનાલમાં નિવાસસ્થાને.

**વર્ધમાનનગર (ભુજોડી) : કચ્છી દશા શ્રીમાળી વણિક બાબુલાલ જાદવજી મહેતા** (ઉ. વ. ૭૮) તે સ્વ. લીલાવંતીબેન તથા સ્વ. વસંતબેનના પતિ, સ્વ. ચંદુલાલ જાદવજી મહેતા, સ્વ. ગુલાબબેન મોહનલાલ મહેતા, ગં.સ્વ. મધુબેન શાંતિલાલ શાહ તથા સ્વ. કમલકાંત જાદવજીના ભાઇ, પરાગ, અનિલ (પાણી પુરવઠા), ભરત (અમદાવાદ)ના પિતા, જ્યોતિ, નયના તથા ભાવનાના સસરા, રુચા, સૂચિ, રોહન તથા ભક્તિના દાદા, સ્વ. રાઘવજી સોમચંદ મહેતા તથા સ્વ. છગનલાલ રામજી શાહ (લીમડીવાલા)ના જમાઇ તા. ૪-૫ના અવસાન પામ્યા છે. પ્રાર્થનાસભા તા. ૬-૫ ગુરુવાર સાંજે ૫થી ૬ દશા શ્રીમાળી વણિક જ્ઞાતિ, ભુજ ખાતે.

**પીપરી (તા. માંડવી) : સામજી દેરાજ સંઘાર (હરિયાણી)** (ઉ. વ. ૭૫) તે સોનબાઇના પતિ, જખુના પિતા, કેશર, મેઘરાજના ભાઇ, સુરેશ, કમલેશ, ગોપાલના દાદા તા. ૪-૫ના અવસાન પામ્યા છે. સાદડી તા. ૮-૫ સુધી નિવાસસ્થાન આશાપુરાનગર, પીપરી ખાતે.

**લુડવા (તા. માંડવી) : કમળાબેન** (ઉ. વ. ૪૮) તે લખમશી વિશ્રામ રામાણી (પુના)ના પત્ની, હિના, કિરણ, ધર્મેશના માતા, સ્વ. બાબુભાઇ, સ્વ. જીવરાજભાઇ, સ્વ. ગોવર્ધનભાઇના નાના ભાઇના પત્ની, રમેશ, ચંદુ, કાંતા, શાંતા, સાવિત્રીના ભાભી, મેઘજી નથુ સેંઘાણીના પુત્રી તા. ૪-૫ના અવસાન પામ્યા છે. સાદડી સમાજવાડી, લુડવા ખાતે તા. ૫-૫ના.

**ગઢશીશા (તા. માંડવી) : કલ્યાણજી હરિરામ ગણાત્રા** (ઉ. વ. ૮૫) તે વેલબાઇના પતિ, સ્વ. વેલજીભાઇ, સ્વ. હીરજીભાઇ, સ્વ. વાલજીભાઇ, સ્વ. સાકરબાઇ, સ્વ. મણિબાઇ, સ્વ. લક્ષ્મીબાઇ અને સ્વ. શાંતાબાઇના ભાઇ, ચંદુમા (અંબાજી મંદિર- ગઢશીશા), જનકમા (ગરુડેશ્વર), જયાબેન, તુલસીદાસ, હર્ષદભાઇ અને ઉષાબેનના પિતા, જાદવજીભાઇ (આણંદ), વિજયકુમાર (માંડવી), હીરાગૌરીબેન અને હર્ષાબેનના સસરા, મનીષ, રાજેશ, દર્શના, નેહા, પ્રિયંકા અને તૃપ્તિના દાદા, ખટાઉ ઠાકરશી (સુમરી રોહા)ના જમાઇ, નિશા, હિના, કમલેશ, કનૈયાલાલ, દીપક અને હિરેનના નાના તા. ૪-૫ના અવસાન પામ્યા છે. સ્મશાનયાત્રા તા. ૫-૫ના સવારે ૯ વાગ્યે અને પ્રાર્થનાસભા તા. ૬-૫ના સાંજે ૪થી ૫ અંબાજી મંદિર, સત્સંગ હોલ ખાતે.

**સાડાઉ (તા. મુંદરા) : સાંઘ નૂરબાઇ** (ઉ. વ. ૮૭) તે આધમ હારૂનના પત્ની, કાસમ, અબ્દ્રેમાન, મ. રમજાન, હાસમ, જાકબ તથા અબ્દુલના માતા, અબ્દુલ્લા સિધિક તથા હાજી ઇબ્રાહીમ ઓસમાણના ફઇ, ઇશાક હસન, રહેમતુલા મામદ તથા અજીજ સલેમાનના મોટી મા, મુસ્તાક અને સલીમના દાદી, ચાનિયા અબ્બાસ (ભુજપર)ના સાસુ તા. ૪-૫ના અવસાન પામ્યા છે. વાયેઝ-જિયારત તા. ૬-૫ના ગુરુવારના સવારે ૯-૩૦ વાગ્યે ઇદગાહની સામે, (પંચાયત ઓફિસની બાજુમાં.)

**પાનધ્રો : ગુંસાઇ શંકરપુરી દેવપુરી** (ઉ. વ. ૪૨) તે ભાનુબેનના પતિ, ચાગપુરી, કાનપુરી, પ્રવીણપુરી, દામપુરી, ત્રિકમપુરી, લીલાબેન, ચંદ્રિકાબેનના ભાઇ, મેરાઉના સ્વ. ધરમગર બુધગરના જમાઇ, ટીનાબેન (નખત્રાણા), જાગૃતિબેન (લાખાપર), ઉષા, ભાવના, પૂજા, જિગર અને રાજાના પિતા, દીપક, પરેશ, રમેશ, કિશોરના કાકા તા. ૨-૫ના અવસાન પામ્યા છે. ઉઠમણું તા. ૫-૫ના સાંજે ૪થી ૫ વાગ્યે ઘડાઢોળવિધિ તા. ૧૪-૫ શુક્રવારે નિવાસસ્થાને.

**મોટા કરોડિયા (તા. અબડાસા) :** હાલે મુંબઇ રહેતા **ગઢવી પપ્પુ ઉર્ફે કાનજી કરસન રવાઇ** (ઉ. વ. ૫૦) તે નીતિન, વિજય, નાગશ્રીના પિતા, કલ્યાણ ઉર્ફે ગંગુના ભાઇ તા. ૩-૫ના અવસાન પામ્યા છે. સાદડી મોટા કરોડિયાના નિવાસસ્થાને તથા ઉત્તરક્રિયા (પાણી) તા. ૧૩-૫ના તે જ સ્થળે.

## મુંબઇની મરણનોંધ

બિદડાના **જેઠાલાલ** વીરજી (ઉં. વ. ૭૬) તે વીરામા વીરજી મુરગના પુત્ર. પાનબાઇના પતિ. તલકશી, કલ્યાણજી, ફતેચંદ, લાછબાઇ, કેશર/ મંજુલાના ભાઇ. બિદડાના ઉમરબાઇ ઉમરશી કોરશીના જમાઇ અવસાન પામ્યા છે. ફો. ૨૩૦૮૫૫૯૮. ચક્ષુદાન કર્યું છે.

બેરાજાના **ભાનુમતી** (ઉં. વ. ૬૮) તે મેઘબાઇ ભીમશી જાદવનાં પુત્રવધૂ. ગોવિંદજીનાં પત્ની. શરદ, હીના, હર્ષા, ભૂપેનનાં માતા. રામાણિયાના હીરબાઇ નાનજી પુજાનાં પુત્રી. લક્ષ્મીચંદ, વસંત, વેજબાઇ દામજીનાં બેન અવસાન પામ્યાં છે. નિ. : શરદ ગોવિંદજી ભેદા, ૩૦૨, એ વિંગ, સાઇ આનંદ પ્લાઝા, એલ.બી.એસ. માર્ગ, કેસરમિલ નાકા, થાણા (પ.). ચક્ષુદાન તથા દેહદાન કર્યું છે. ફો. ૨૫૪૭૫૭૮૨.

(સૌ. : ક.વી.ઓ. જૈન ખબરપત્રિકા)

**પ્રથમ વાર્ષિક શ્રદ્ધાંજલિ**



સ્વ. કાન્તાબેન શામજીભાઇ ભાવાણી
સ્વ. તા. ૫-૫-૨૦૦૯, મંગળવાર

આપના નિધનથી પરિવારે વડીલરૂપી છાંયડો ગુમાવ્યો છે. મા ઉમિયા આપના દિવ્ય આત્માને શાંતિ અર્પે એવી પ્રાર્થના.

**આપનો શોકમગ્ન પરિવાર**

પતિ : શામજીભાઇ પ્રેમજીભાઇ ભાવાણી (ભુજ)
પુત્ર-પુત્રવધૂ : સાવિત્રીબેન અમૃતલાલ શામજી ભાવાણી, ચંદ્રિકાબેન નરેન્દ્રકુમાર શામજી ભાવાણી
પૌત્ર-પૌત્રવધૂ : વર્ષાબેન પ્રકાશકુમાર અમૃતલાલ ભાવાણી (ભુજ)
પૌત્ર : સ્વ. પરેશકુમાર અમૃતલાલ ભાવાણી (ભુજ)
પૌત્ર-પૌત્રી : ગીતા, દીપ્તિ, સાગર
તથા સમસ્ત ભાવાણી પરિવાર

: ફર્મ :
ઉમા હાર્ડવેર એન્ડ પેઇન્ટ્સ, (માધાપર)
પ્રકાશ મોબાઇલ સર્વિસ-ભુજ

**શ્રદ્ધાંજલિ**



સ્વ. પુરુષોત્તમ મૂળજી દડગા
સ્વ. તા. ૧-૫-૨૦૧૦
મમાયમોરા, તા. માંડવી



સ્વ. તૃપેશ ડાયાલાલ સેંઘાણી
સ્વ. તા. ૬-૩-૨૦૧૦
મમાયમોરા, તા. માંડવી

જીવન વસંતમાં પાનખર વિના એક લીલુંછમ પાંદડું ખરી પડયું. નો'તું પીળું પડયું નો'તું કોઇને નડતું તોય લીલુંછમ પાંદડું ખરી પડયું. પ્રભુ આપના આત્માને શાંતિ આપે એ જ પ્રાર્થના.

શોકમગ્ન
શ્રી મમાયમોરા પાટીદાર સનાતન સમાજ
શ્રી મમાયમોરા પાટીદાર સનાતન યુવક મંડળ
શ્રી મમાયમોરા પાટીદાર સનાતન મહિલા મંડળ

**શ્રદ્ધાંજલિ**



સ્વ. મનસુખલાલ મગનલાલ ભંડારી (ઉ.વ. ૮૦)

જીવન એવું જીવી ગયા કે સૌ સદાય યાદ કરે, આપનો પ્રેમાળ હસતો ચહેરો, સૌમ્ય સ્વભાવ, ધાર્મિક જીવન, આપના સદ્ગુણો, કુટુંબના દરેક પ્રત્યેનો આપનો પ્રેમ, લાગણી હંમેશાં યાદ રહેશે. પ્રભુ આપના આત્માને પરમ શાંતિ આપે તેવી પ્રાર્થના. ૐ શાંતિ...

લિ. શોકમગ્ન
- ધર્મપત્ની : શાંતાબેન (મૃદુલા)
- પુત્ર : હરેશ (દુબઇ), ડો. કૈલેશ (વડોદરા)
- પુત્રી : રાગિનીબેન (ભુજ)
- ભાઇ : કાંતિલાલભાઇ, સ્વ. રમેશભાઇ
- બહેન : સ્વ. લાભુબેન, વિમળાબેન, લીલાવંતીબેન તથા સમસ્ત ભંડારી પરિવાર

પ્રાર્થનાસભા : તા. ૫-૫-૨૦૧૦, બુધવારે, સ્થળ : જૈનપુરી, સાંજે પથી ૬

2010-05-05 -Kutch Mitra -Sanatan Dharmma Bhali Jaav [389]



## દલિત મહિલા કલા સાહિત્ય એવોર્ડની જાહેરાત કરાઈ

ભુજ, તા. ૪ : અનુસૂચિત જાતિઓ સહિત સમગ્ર દલિતવર્ગના શોષણ, સંઘર્ષ અને અધિકારોને જાગૃત કરવા દલિત સાહિત્યકારો લેખો કે નવલકથા માધ્યમથી જાગૃતિ લાવવા પ્રયત્ન અંતર્ગત દલિત મહિલાઓ પણ આ ક્ષેત્રમાં સ્થાન પ્રાપ્ત કરે તે માટે પ્રોત્સાહનના ભાગરૂપે સાવિત્રીબાઈ ફુલે દલિત મહિલા કલા સાહિત્ય એવોર્ડ રાજય સરકાર દ્વારા આપવામાં આવે છે.

આ એવોર્ડ પસંદગી નિર્ણાયક સમિતિની બેઠક ફકીરભાઈ વાઘેલા (મંત્રી સામાજિક ન્યાય અને અધિકારિતા)ના અધ્યક્ષપદે મળી હતી. જેમાં સમિતિના સભ્યો, અનુસૂચિત જાતિ કલ્યાણ નિયામક, ધારાસભ્યો ભાનુબેન બાબરિયા, નાથાભાઈ ગોહિલ, વિઠ્ઠલભાઈ શ્રીમાળી ઉપસ્થિત રહ્યા હતા. વિચારણાને અંતે રૂા. ૫૦ હજારનો આ એવોર્ડ ચંદ્રાબેન સુરેશભાઈ શ્રીમાળીને આપવા નિર્ણય લેવાયો હતો. શ્રીમતી શ્રીમાળી દ્વારા 'ચણી બોર' વાર્તા પ્રગટ થઈ છે તેમણે ગુજરાતનાં જાણીતા સામયિકો અને દૈનિકોમાં વાર્તાઓ, કાવ્યો, લેખ તેમજ નિબંધો લખ્યા છે. ભારતીય દલિત સાહિત્ય અકાદમી દ્વારા ડો. બાબાસાહેબ આંબેડકર ફેલોશિપ પણ મેળવેલી છે. ગુજરાતી સાહિત્ય સંગમ દ્વારા 'નરસિંહ મહેતા' એવોર્ડ પણ તેમને એનાયત થયો હતો.

# વ્યવસાયના ક્ષેત્રે ઉચ્ચ મૂલ્યો જાળવજો

**આદિપુરની ટીમ્સ કોલેજના ૧૪મા પદવીદાન સમારંભમાં છાત્રોને શીખ અપાઈ**

આદિપુર, તા. ૪ : અહીંની તોલાણી ઈન્સ્ટિટ્યૂટ ઓફ મેનેજમેન્ટ સ્ટડીઝના ૧૪મા દીક્ષાંત સમારોહમાં ૧૧૧ છાત્રોને પદવી અપાઈ હતી, જેમાં અતિથિઓએ યુવાધનને વ્યવસાયિક ક્ષેત્રે મૂલ્યો જાળવવા શીખ આપી હતી.

ગાંધીધામ કોલેજીએટ બોર્ડના અધ્યક્ષા અંજના હજારીના પ્રમુખપદે યોજિત સમારોહમાં મુખ્યઅતિથિ પદ્મશ્રી અને અદાણી ગ્રુપના ડાયરેકટર ડો. બકુલ એચ. ધોળકિયાએ ઉચ્ચ શિક્ષણની ગુણવત્તા-મહત્ત્વની ચર્ચા સાથે વૈશ્વિકરણના માહોલમાં દેશ-રાજ્યની વિવિધ સ્તરીય છણાવટ કરી હતી. તેમણે છાત્રોને વ્યવસાયના ક્ષેત્રમાં કુશળતા સાથે જ્ઞાનવૃદ્ધિની વૃત્તિ રાખી ઉમેર્યું હતું કે, તેમાં નવી તકો સાથે પડકારો પણ છે. સ્વ. તોલાણી કાકાની દૂરંદેશી દ્રષ્ટિ અને ટીમ્સની સિદ્ધિઓ બિરદાવી જણાવ્યું હતું કે, આજે આવી ઉચ્ચ કોટિની સંસ્થાઓની સમાજને જરૂરત છે. આજના યુવાનોનું યોગદાન દેશના ઉજ્જ્વળ ભવિષ્ય માટે મહત્ત્વનું છે.

અન્ય અતિથિ ડો. અમર એચ. કાલરોએ છાત્રોને સફળતાના સિદ્ધાંતો સમજાવી હિંમત, વિશ્વાસ અને આશાને જીવનના માર્ગદર્શક તત્ત્વો ગણાવ્યા હતા અને ઉચ્ચ ભવિષ્યની શુભેચ્છાઓ પાઠવી હતી. અંજના હજારીએ વ્યવસ્થાપન ક્ષેત્રના ગુરુઓની ઉપસ્થિતિને સમારોહની ગરિમા ગણાવી, ટીમ્સની સફળતામાં સહાયભૂત થનાર સંસ્થા- વ્યક્તિઓ પ્રત્યે કૃતજ્ઞતાની લાગણી વ્યક્ત કરી હતી. પી.જી.ડી.એમ.ના ડાયરેકટર પ્રો. એ. જે. ભંભાણીએ કોર્પોરેટ જગતમાં નૈતિક મૂલ્યો જાળવવાના અનુરોધ સાથે ગત વર્ષમાં છાત્રોએ મેળવેલી વિવિધ સિદ્ધિઓની વિગતો આપી હતી અને ઉપસ્થિતોને આવકાર્યા હતા. પ્રારંભમાં પદવીદાન પરેડ બાદ કુ. મોનાલી જાની દ્વારા પ્રાર્થના ગીત સાથે દીપ પ્રાકટ્ય સાથે સમારોહ ખુલ્લો મુકાયો હતો. પદવીગ્રહણ કરનાર છાત્રોની યાદી પ્રો. સંપદા કાપસેએ જાહેર કરી હતી. આ પ્રસંગે જયકિશન જોશી, મેહુલ રાખોલિયા અને અનિતા આહુજાને અનુક્રમે સુવર્ણ-રજત-કાંસ્યચંદ્રકોથી જ્યારે વ્યક્તિગત સિદ્ધિઓમાં ફાયનાન્સમાં જયકિશન જોશી, માર્કેટિંગમાં રાનુ ગોયલ અને એચ. આર.માં અનિતા આહુજાને પ્રથમ ક્રમ સાથે સન્માનિત કરાયા હતા. અતિથિઓનો પરિચય જી.સી.બી.ના ડાયરેકટર લચ્છુભાઈ દરિઆણીએ આપ્યો હતો. સંસ્થાના વહીવટદાર પ્રો. એચ. કે. ક્રીપલાણી તથા પ્રો. પાર્થસારથિ ગાંગુલીએ અતિથિઓનું પ્રતીકભેટ સાથે શાલ ઓઢાડી સન્માન કર્યું હતું. કાર્યક્રમનું સંચાલન પ્રો. તેજશ પૂજારાએ અને આભારવિધિ પ્રો. સુરેશ લાલવાણીએ કર્યા હતા. સમારોહમાં એસ.આર.સી., મૈત્રી મંડળ, સિંધોલોજી, વિવિધ શૈક્ષણિક અને સામાજિક સંસ્થાઓના અગ્રણીઓ ઉપસ્થિત રહ્યા હતા.



આદિપુરની ટીમ્સ કોલેજના પદવીદાન સમારોહ પ્રસંગે અતિથિ ડો. બકુલ ધોળકિયા, ડો. કાલરા, અંજના હજારી, પ્રો. ભંભાણી વિ. (તસવીર : મહેન્દ્ર રાઠોડ)

# લખપત તાલુકાના ગામોના વિકાસ કામો માટે રૂા. ૨.૨૬ કરોડ મંજૂર

**ધારાસભ્યે જુદી જુદી સુવિધાઓ વિકસાવવા પાછળ પોતાની ગ્રાન્ટ ફાળવી**

ગાંધીનગર, તા. ૪ : લખપત તાલુકાના જુદા જુદા ગામોના વિકાસકામો માટે અબડાસા મત વિસ્તારના ધારાસભ્ય જેન્તીભાઈ ભાનુશાલીએ પોતાની ગ્રાન્ટ માટે રૂા. ૨.૨૬ કરોડની રકમ ફાળવી છે.

ધારાસભ્યની એક યાદીમાં જણાવ્યા પ્રમાણે તેમણે સરકારના વિવિધ વિભાગોમાં દરખાસ્તો કરીને ગામડાઓના વિકાસકાર્યોને વેગ આપ્યો છે.

યાદીમાં જણાવ્યા પ્રમાણે લખપતના ફુલરા વાંઢ, લક્કી, મેડી, નવી મુધવાય, ચામરા, ચકરાઈ, કોરા વાંઢમાં વીજળીકરણ કરવાની દરખાસ્ત કરી છે. નરેડી સુજાવાંઢ, ચકરાઈના એપ્રોચ રોડ માટે ગ્રાન્ટ ફાળવવામાં આવી છે.

લખપતની ૧૨ ગ્રુપ શાળાઓમાં સાયન્સ કિટ પૂરી પાડવા પણ રકમ મંજૂર કરવામાં આવી છે. ગુનેરીની પ્રા. શાળાના ઓરડા, ઘડુલી, દયાપર શાળામાં પાણી સંગ્રહ યોજના, દયાપરમાં મિટિંગ હોલ, રમતગમતનું મેદાન સહિતના કામોનો સમાવેશ થાય છે.

## નાના દિનારામાં તમામ કામો નિયમો પ્રમાણે થાય છે

નાના દિનારા, તા. ૪ : અહીંની ગ્રામ પંચાયતના વહીવટમાં નિયમો વિરુદ્ધ કામો થતાં હોવાના ઉઠેલા આક્ષેપોને ગ્રામ પંચાયતના મહિલા સરપંચે નકારી કાઢ્યા છે.

સરપંચ હાજરાબેન સિદિક સમાએ જણાવ્યું હતું કે, પોતે કોઈપણ રાજકીય દબાણમાં આવીને કામ કરતા નથી. નિયમો મુજબના વિકાસકામો કરવામાં આવે છે. સી.સી. રોડના રેકર્ડ નથી એ વાત પણ ખોટી છે. રોડના કામની ગ્રાન્ટ મંત્રી અને ભુજ વિભાગના ધારાસભ્ય વાસણભાઈ આહીરે રૂા. ૧.૫૦ લાખ ફાળવ્યા છે. તાલુકા પંચાયતના કરાર મુજબના ભાવો પ્રમાણે કામ શરૂ થયેલું છે એમ જણાવીને કહ્યું હતું કે, એવી જ રીતે ફઝલાવાંઢનો પાણીનો ટાંકો મંજૂર થયેલો છે. પા. પુ. બોર્ડની દેખરેખ હેઠળ થયેલું કામ પૂર્ણતાના આરે છે. ગ્રામ પંચાયતના તમામ ચોપડા પણ પૂરતા હોવાથી થયેલી ફરિયાદો પાયા વિહોણી ગણાવી ખટપટ ઊભી કરવાનો પ્રયાસ હોવાનું જણાવ્યું હતું.

## ભુજમાં ૯મીથી રાહતદરે હૃદયરોગ સારવારનો લાયન્સ હોસ્પિ. દ્વારા પ્રારંભ

ભુજ, તા. ૪ : લાયન્સ કલબ ઓફ ભુજ સંચાલિત એલ.એન.એમ. ગ્રુપ લાયન્સ હોસ્પિટલ ખાતે હૃદયરોગના નિવારણ માટેની ઓપીડી સેવાઓના કેમ્પનો પ્રારંભ તા. ૯ મેથી કરવામાં આવશે.

ડાયાલિસીસના દર્દીઓ માટે આશીર્વાદરૂપ બની રહેલ આ હોસ્પિટલમાં અન્ય સુવિધા સાથે હવેથી નિયમિતરૂપે દર મહિને એક દિવસ જાણીતા ઈન્ટરવેન્શનલ કાર્ડિયોલોજિસ્ટ ડો. હિતેશ શાહ કે જેઓ અમદાવાદની સાલ, સ્ટર્લિંગ તથા ક્રિષ્ના હોસ્પિટલ સાથે પણ સંલગ્ન છે તેઓ દ્વારા હૃદયરોગના દર્દીઓની તપાસ અને નિદાન રાહતદરે કરી આપવામાં આવશે.

આ નવા પ્રયાસથી સમગ્ર કચ્છવાસીઓ માટે હૃદયરોગના નિવારણ માટેની સેવાઓ હવે રાહતદરે ઉપલબ્ધ બનશે. આ કાર્ડિયાક ઓપીડીમાં ઈસીજી સેવાઓ તથા ટુ ડી ઈકો-ડોપલર જેવી સેવાઓ ઉપલબ્ધ રહેશે. ઓપીડી સવારે ૧૦થી ૩ વાગ્યા સુધી ચાલુ રહેશે. આ સેવાનો લાભ અગાઉથી નામની નોંધણી કરાવ્યા બાદ લઈ શકાશે. દર્દીઓએ પોતાના નામની નોંધણી લાયન્સ હોસ્પિટલ, રાવલવાડી રિલોકેશન સાઈટ, ફો. ૨૨૪૦૯૮, ૨૫૬૦૯૮ ઉપર સવારે ૯-૩૦થી ૧૨-૩૦ અને સાંજે ૩-૩૦થી ૬-૩૦ દરમ્યાન કરાવવાની રહેશે એવું લાયન્સ કલબની યાદીમાં જણાવાયું હતું.

# કચ્છમિત્ર લીગલ ડેસ્ક

તા. ૦૫-૦૫-૧૦

### જાહેર નોટિસ — ગામ-ખેડોઈ

આથી તમામને જણાવવાનું કે, મોજે-ખેડોઈ, તા. અંજાર-કચ્છના રે.સ.નાં. ૭૧૮ પૈકી ૪૪ હેક્ટર ૩-૨૩-૭૫ તથા રે.સ.નાં. ૭૧૮ પૈકી ૪૫ હેક્ટર ૩-૨૩-૭૫વાળીનું જનરલ પાવર મેં ડો. દેવેન્દ્રપાલસિંહ, રહેવાસી સેક્ટર ૧-એ, પ્લોટ નાં. ૬૮, ગાંધીધામવાળાને કરી આપેલ જે પાવર ઓફ એટર્ની હું આજરોજ રદ કરું છું. હવેથી તેમને સદરહુ મિલકત પ્રત્યે કોઈ અધિકાર રહેતા નથી.

**જાડેજા અનિલસિંહ પ્રવીણસિંહ**
મારફતે : અરવિંદ ટી. ઠક્કર
બસ સ્ટેશન સામે, નવા અંજાર-કચ્છ, મો. ૯૭૨૭૧ ૯૨૦૭૦

### જાહેર નોટીસ (વરસામેડી)

આથી સર્વેને આ નોટીસથી જાણ કરવામાં આવે છે કે, અંજાર તાલુકાના ગામશ્રી વરસામેડીની સીમમાં આવેલ બીનપિયત ખેતર નામે "પાથેડું" રેવન્યુ સર્વે નં. ૭૪૩/પૈકી ૨ જમીન એકર ૪-૦૦ ગુંઠા તે હેક્ટર ૧-૬૧-૮૭ આરે વાલી ખેતીની જમીન શ્રી લખમણ કાના રબારી રહે. વરસામેડી, તા. અંજાર વાલાએ પોતાની સ્વતંત્ર કબ્જા માલિકીની હોવાનું જણાવી મારા અસીલને વેચાણ આપવા કરાર કરેલ છે. ઉપરોક્ત ખેતીની જમીન પર કોઈપણ શખ્સનું કોઈપણ પ્રકારનું લેણું, લેખું, હક્ક-હિસ્સો, વારસાઈ હક્કો કે ભરણ પોષણના તેમજ કોઈપણ પ્રકારના હક્કો પોષાતા હોય તો દિવસ-૭ (સાત)માં નીચે જણાવેલ સરનામે લેખિત આધારો સહિત જાણ કરવી. મુદ્દત વિત્યે મારા અસીલ ઉપરોક્ત ખેતીની જમીનનો અઘાટ વેચાણનો દસ્તાવેજ કરાવી લેશે. ત્યારબાદ ઉપરોક્ત ખેતીની જમીન તેમજ મારા અસીલ કોઈપણ રીતે જવાબદાર રહેશે નહીં. જેની સર્વેએ નોંધ લેવી. અંજાર. તા. ૪/૫/૨૦૧૦

**(દ્વિજેન્દ્ર એસ. રાજગોર)**
એડવોકેટ
સરનામું :
**દ્વિજેન્દ્ર એસ. રાજગોર**
(એડવોકેટ)
૧૩૧, પ્રથમમાળ, મ્યુનીશીપલ કોમ્પલેક્ષ, મામલતદાર ઓફિસ સામે, અંજાર.
મો. ૯૪૨૭૨ ૭૩૭૦૭

### જાહેર નોટિસ — ગામ : વેકરા, તા. માંડવી

આથી આ નોટિસથી સર્વેને જાણ કરવામાં આવે છે કે, અમારા અસીલે માંડવી તાલુકાના ગામ : વેકરાની સીમમાં આવેલ ઠામ જેના સર્વે નં. ૨૫૪ છે. જેના એકર ૫-૧૩ ગુંઠા છે. જેના હેક્ટર ૨-૧૫-૫૦ આરે છે. જેનો આકાર રૂા. ૧-૫૦ પૈસા છે. સદરહુ ઠામ શ્રીમતી શાંતાબેન જેઠાલાલ રાબડિયા D/o અરજણ રામજી ખીમાણીની માલિકી, કબજા, ભોગવટા તથા ઘરખેડ હેઠળનું આવેલ છે. તે તેમની પાસેથી અઘાટ હમીરાવાર વેચાણ લેવા સોદો કરેલ છે. સદરહુ ઠામમાં જે કોઈ શખ્સનો કશો હક્ક-હિસ્સો, ભાગ, હિત-સંબંધ, લેણું-લેખું, બેન્કનું લેણું, લિયન-ચાર્જ, ભરણપોષણ કે સુખાધિકાર હોય તેમણે આ નોટિસ પ્રસિદ્ધ થયેથી દિવસ-૨ (બે)ની અંદર અમારી ઓફિસે લેખિત વાંધા આધારો સાથે રજૂ કરવા. તેમ કરવામાં કસૂર થયેથી મુદ્દત પૂરી થયા બાદ અમારા અસીલ સદરહુ ઠામનો તે અઘાટ હમીરાવાર વેચાણનો પાકો દસ્તાવેજ કરાવી લેશે. ત્યારબાદ અમારા અસીલ કે સદરહુ ઠામ કોઈને જવાબદાર રહેશે નહીં. જેની આથી સર્વેએ નોંધ લેવી.
માંડવી-કચ્છ, તા. ૪-૦૫-૨૦૧૦

**વી. જી. વેલાણી**
તે ખરીદનારના એડવોકેટ
અમારી મારફતે :
વિનોદ જી. વેલાણી-એડવોકેટ
સબ રજિસ્ટ્રાર ઓફિસ સામે,
જૈન ધર્મશાળા રોડ, માંડવી-કચ્છ.
મો. ૯૮૯૮૯ ૫૭૨૫૩

### જાહેર નોટિસ — લુણી, તા. મુંદરા

આથી જાહેર નોટિસથી લાગતાવળગતા તમામને જણાવવામાં આવે છે કે, મોજે મુંદરા તાલુકાના ગામ શ્રી લુણીની સીમના રે. સર્વે નં. ૪૧/૨, ક્ષેત્રફળ હે. ૧-૯૫-૨૬ આરે પ્રતિઆરેવાળો ઠામ એ અમારા અસીલોએ મીઠાબાઈ વેલજી ઉર્ફે પ્રેમજી શાહ (દેઢિયા) વિ. ૭ના પાવરદાર ગિરીશભાઈ ભવાનજી ગાલા, રહે. સમાઘોઘા, તા. મુંદરાવાળાઓ પાસેથી અઘાટ વેચાણથી લેવા સોદો કરેલ છે. જેથી સદર ઠામ પર કોઈપણ વ્યક્તિનું લેણું-લેખું, ભાર-બોજો કે કોઈપણ વારસાઈ હક્ક રહેલ હોય તો નોટિસથી દિન-૭ (સાત)માં અમારા નીચેના સરનામે અસલ આધારો બતાવી વેરીફાઈ કરાવી જવું અન્યથા અમારા અસીલ મુદ્દત વિત્યે રજિસ્ટ્રર દસ્તાવેજ કરાવી લેશે. ત્યાર પછી સદર ઠામ બાબતે કોઈપણ વર-વાંધો કે તકરાર ચાલશે નહીં તેમજ તેના વિશે અમારા અસીલ કે સદર ઠામ જવાબદાર રહેશે નહીં જેની લાગતાવળગતાએ સ્પષ્ટ નોંધ લેવી.
તારીખ : ૪/૫/૨૦૧૦

**ભરત જે. જોષી**
તે ખરીદનારના એડવોકેટ
અમારી મારફતે :
પી. એસ. કેનિયા, ભરત જે. જોષી, હર્ષ પી. જોબનપુત્રા-એડવોકેટ્સ, ૧૫-આદર્શ ટાવર, મુંદરા-કચ્છ.

### જાહેર નોટિસ — મેરાઉ, તા. માંડવી-કચ્છ

આથી જાહેર જનતાને આ નોટિસથી જણાવવાનું કે, અમારા અસીલે માંડવી તાલુકાના ગામ-મેરાઉ મધ્યે આવેલ ગામતળના પ્લોટ જેના ગ્રામપંચાયત મકાન નં. ૧૮૦ તથા ૧૯૧વાળા મિલકતના માલિક શ્રી શા. જેઠાલાલ ખીમજીના નામ પર આવેલ છે જેમનું અવસાન થતાં તેમના એકમાત્ર વારસ પુત્ર શ્રી શા. અશ્વિન જેઠાલાલ પાસેથી અમારા અસીલે અઘાટ વેચાણ લેવાનો સોદો કરેલ છે. તો ઉપરોક્ત મિલકતો બાબતે કોઈપણ વ્યક્તિ વારસો કે બેંકને કોઈપણ પ્રકારનો વર-વાંધો-તકરાર કે લેણું-લેખું કે ભાર-બોજ-લિયન-અધિકાર કે હક્ક હોય તો તેમણે આ નોટિસ પ્રસિદ્ધ થયેથી દિન-૭માં અમારા સમક્ષ લેખિત આધારો સાથે વાંધા નોંધાવવા. મુદ્દત પૂરી થયા બાદ મારા અસીલ દસ્તાવેજ કરાવશે તથા તે પ્રમાણિક ખરીદનાર ગણાશે, તે અંગે અમારા અસીલની કે સદરહુ મિલકતની કોઈ જવાબદારી રહેશે નહીં જેની સર્વેએ નોંધ લેવી. તા. ૦૧/૦૫/૨૦૧૦

**વલ્લભ એસ. વેલાણી**
તે ખરીદનારના એડવોકેટ
અમારી મારફતે :
સરનામું : મો.નં. ૯૮૨૫૦ ૫૦૦૦૪, ૯૮૨૫૫ ૭૩૭૪૬, વલ્લભભાઈ શાંતિલાલ વેલાણી, મુકેશ કાંતિલાલ પોકાર-એડવોકેટ્સ
એસ.ટી. રોડ, માંડવી-કચ્છ, બસ સ્ટેશન પાસે,
ગામ : ગઢશીશા-કચ્છ.

### સુધારો

તા. ૪/૫ના રોજ લીગલ ડેસ્કમાં વકીલ શ્રી પી.પી. જાનીની મુંદરાની જાહેર નોટિસ છપાયેલ જેમાં સરતચૂકથી પ્રતિવાદીઓ છપાયું છે તે સુધારીને પ્રતિવાદી શબ્દ વાંચવું.

### જાહેર નોટીસ

આથી અમારા અસીલ તે ગામ : સમાઘોઘા, તા. મુંદરા-કચ્છવાળા તે સ્વ. મલુજી ભાઈજી તથા સ્વ.તેજમલજી ભાઈના વારસો છીએ. સદર જમીન મુંદરા તાલુકાના મોજે ગામ સમાઘોઘાની સીમનાં રે.સર્વે નં. ૩૬/૩ તે ક્ષેત્રફળ હેક્ટર ૧-૫૬-૮૨ આરે આકારે રૂા. ૦૪.૦૦ પૈસા વાળુ ઠામ અમારા વડીલોના નામે રહેલ છે. આ મિલકતના સ્વ. મલુજી ભાઈજી તથા સ્વ. તેજમલજી ભાઈજીના અમો વારસો છીએ અમને જણાવા મળતાં અમુક શખ્સો ખોટા દસ્તાવેજી આધારો ઊભા કરી વેચવાની તજવીજમાં છે. અમોએ હાલે તે માટેની કાયદેસરની કાર્યવાહી કલેકટર કચેરી, ભુજમાં ચાલુમાં છે આમ છતાં આ મિલકતનો કોઈએ કશો વ્યવહાર કરવો નહીં અન્યથા અમોને તથા ઠામને બંધનકર્તા રહેશે નહીં જેની સર્વેએ લાગતા વળગતાએ નોંધ લેવી.
તા. ૪/૫/૨૦૧૦

**કૈલાશદાન કે. ગઢવી**
તે સ્વ. મલુજી ભાઈજી તથા સ્વ. તેજમલજી ભાઈજીનાં વારસોના એડવોકેટ
અમારી મારફતે :
**કૈલાશદાન કે. ગઢવી**(એડવોકેટ)
પહેલો માળ, પાંજરાપોળ કોમ્પલેક્ષ, મુંદરા. મો. ૯૮૨૫૨ ૬૪૯૯૯

### જાહેર નોટીસનો જવાબ (ભુજોડી, તા.ભુજ.)

કચ્છમિત્ર દૈનિક તા. ૨-૫-૨૦૧૦ના પાના નં. ૭ પર અમારી માલિકીના ભુજ તાલુકાના પેટા ગામ મોજે ભુજોડી સીમ રેવ.સર્વે નં. ૧૪૯ વાળી જમીન બાબતે રબારી સામંત દેવા વિ. ૩ના પાવરદાર કાનજી જગમાલ રબારીએ તેમના વકીલશ્રી મહેન્દ્રભાઈ દયારામ ઠક્કર મારફતે પ્રસિદ્ધ કરાવેલ જાહેર નોટીસના જવાબમાં જણાવવાનું કે જાહેર નોટીસ ખોટી રીતે, ગેર હકીકતે તેમજ અમુક શખ્સની ચડામણીથી, ગેરધોરણે નાણાંકીય લાભ મેળવવાના મલીન ઈરાદાથી પ્રસિદ્ધ કરાવેલ છે. મોજે ભુજોડી જુના રેવન્યુ સર્વે નંબર ૮૧, ભરપે માપે એકર ૦-૩૨ ગુંઠા વાળી જમીન રબારી સામંત દેવાએ તા. ૧૫/૬/૧૯૬૦ વાળા રજી. વેંચાણ દસ્તાવેજથી માધાપરના કણબી કરસન મુરજીને રૂા.૨૩૦/-ના અવેજ સામે વેંચાણ આપી દીધેલ હતી અને ત્યારબાદ ઉત્તરોત્તર રજી. વેંચાણ દસ્તાવેજ નોં. નં. ૩૭૧ તા. ૧૯/૬/૬૩ વાળા દસ્તાવેજથી ઉક્ત એકર ૦-૩૨ ગુંઠા જમીન અમારા વડીલ પિતા લાલજી રત્ના ગોરસીયાને વેંચાણ આપેલ હતી અને એ સત્ય હકીકતે ઉક્ત ભુજોડી સીમ જુના રેવ.સર્વે નંબર ૮૧ તથા નવા રેવ.સર્વે નંબર ૧૪૯ સામે રબારી સામંત દેવા તેમના વારસદારો તથા તેમના પ્રતિનિધિઓને ખોટી રીતે નોટીસ પ્રસિદ્ધ કરાવવનો કોઈપણ જાતનો હક્ક કે અધિકાર પ્રાપ્ત થતો નથી. ઉક્ત જમીનની નવી માપણીમાં કાયમ થયેલ નવા રેવ. સર્વે નં. ૧૪૯ એકર ૨૦-૦૭ ગુંઠા વાળી સમગ્ર જમીનના જે તે સમયે માલિક કબ્જેદાર અમારા પિતા લાલજી રત્ના ગોરસીયા હતા જેની જાહેર જનતાએ નોંધ લેવી. ઉક્ત જમીન પૈકી અમુક જમીન હાલમાં પણ અમારા કબ્જા, ભોગવટા તથા જાત ઘરખેડ હેઠળ છે. અમારી માલિકીની ખેતીની જમીન સામે ખોટી રીતે નોટીસ પ્રસિદ્ધ કરાવનારાઓની વિરૂદ્ધ કાનુની કાર્યવાહી કરવાના અમારા હક્કો અમો અબાધીત રાખીએ છીએ.
તા.૪-૫-૧૦

સહી : (૧) શ્રી પ્રેમજી લાલજી ગોરસીયા
(૨) શ્રી કુંવરજી લાલજી ગોરસીયા
(૩) શ્રી હીરજી વેલજી ગોરસીયા

મારી મારફતે:**શ્રીમતી જયશ્રીબેન આર.દાવડા** (એડવોકેટ)
સરનામુઃ બેંક ઓફ બરોડા વારી શેરી, નવાવાસ, માધાપર, તા. ભુજ.
ફોનઃ ૨૪૦૩૫૧, મોઃ ૯૪૨૬૨ ૫૩૫૪૧

### જાહેર ચેતવણી

આથી જાહેર જનતાને જાણ કરવામાં આવે છે કે ભુજ તાલુકાના પેટા ગામ : માધાપરની સીમના રે.સર્વે નં. ૩૭૫ પૈકી બિનખેતીમાં ફેરવાયેલ જમીનના પ્લોટ નં. ૮/એ.બી.સી.ડી. ભરપે માપ ૧૯૦.૨૬ ચો.મી.ની અમારા અસીલ તે સુખપર, તા. ભુજના શ્રીમતી નાનબાઈ રવજી પટેલની માલિકીની છે અને તેમની સાથે છેતરપિંડી કરી બનાવટી પાવરનામાંથી તેમના પતિ વિગેરે શખ્સો વેચસાટની તજવીજમાં છે. આ જમીન અંગેનો ભુજ કોર્ટમાં ફોજદારી કેસ ચાલુમાં છે. સબબ કોઈએ પણ આ જમીન ખરીદવી નહીં. વિકલ્પે ખરીદનારની સામે દીવાની/ફોજદારી રાહે કાયદેસરની કાર્યવાહી કરવામાં આવશે જેની સ્પષ્ટ નોંધ લેવી.
ભુજ, તા. ૪-૫-૧૦

**(એ. એ. ઝરીવાલા)**
તે શ્રીમતી નાનબાઈ રવજીના એડવોકેટ
અમારી મારફતે :
આર. બી. ખોજા, એ. એ. ઝરીવાલા, એમ. એફ. ખોજા, એડવોકેટ્સ, વાણિયાવાડ, ભુજ.

### જાહેર નોટિસ — ગામ : વેકરા, તા. માંડવી

આથી આ નોટિસથી સર્વેને જાણ કરવામાં આવે છે કે અમારા અસીલે માંડવી તાલુકાના ગામ : વેકરાની સીમમાં આવેલ ઠામ જેના સર્વે નં. ૨૫૩ છે. જેના એકર ૯-૧૦ ગુંઠા છે. જેના હેક્ટર ૩-૭૪-૩૪ આરે છે. જેનો આકાર રૂા. ૪-૯૪ પૈસા છે. સદરહુ ઠામ શ્રી કલ્યાણ રામજી હીરાણીની માલિકી, કબજા, ભોગવટા તથા ઘરખેડ હેઠળનું આવેલ છે. તે તેમની પાસેથી અઘાટ હમીરાવાર વેચાણ લેવા સોદો કરેલ છે. સદરહુ ઠામમાં જે કોઈ શખ્સનો કશો હક્ક-હિસ્સો, ભાગ, હિત-સંબંધ, લેણું-લેખું, બેન્કનું લેણું, લિયન-ચાર્જ, ભરણપોષણ કે સુખાધિકાર હોય તેમણે આ નોટિસ પ્રસિદ્ધ થયેથી દિવસ-૨ (બે)ની અંદર અમારી ઓફિસે લેખિત વાંધા આધારો સાથે રજૂ કરવા. તેમ કરવામાં કસૂર થયેથી મુદ્દત પૂરી થયા બાદ અમારા અસીલ સદરહુ ઠામનો તે અઘાટ હમીરાવાર વેચાણનો પાકો દસ્તાવેજ કરાવી લેશે. ત્યારબાદ અમારા અસીલ કે સદરહુ ઠામ કોઈને જવાબદાર રહેશે નહીં. જેની આથી સર્વેએ નોંધ લેવી.
માંડવી-કચ્છ, તા. ૪-૦૫-૨૦૧૦

**વી. જી. વેલાણી**
તે ખરીદનારના એડવોકેટ
અમારી મારફતે :
વિનોદ જી. વેલાણી-એડવોકેટ
સબ રજિસ્ટ્રાર ઓફિસ સામે,
જૈન ધર્મશાળા રોડ, માંડવી-કચ્છ.
મો. ૯૮૯૮૯ ૫૭૨૫૩

### જાહેર નોટીસ — શેરડી, તા.માંડવી-કચ્છ

અમારા અસીલે કચ્છ જીલ્લાના માંડવી તાલુકાના શેરડી ગામની સીમના રેવન્યુ સર્વે નં. ૨૩૯ વાળી ખેતીની જમીન ચો.મીટર ૯૭૧૬ છે. જે વેચનાર શ્રી પટેલ કરશન શીવદાસ લઘા, ગંગાપર, તા.માંડવી-કચ્છ વાળા એ અમારા અસીલ સાથે સદર જમીન અઘાટ વેચાણ કરવાનો સોદો નક્કી કરેલ છે. સદરહુ જમીન ઉપર કોઈનું લેણું, લેખું કે વાંધા, તકરાર કે હક્ક હિસ્સો કે સદરહુ જમીનના રસ્તા સંબંધે કોઈપણ પ્રકારની તકરાર હોય કે અન્ય કોઈપણ પ્રકારના કાયદેસરના અધિકાર હોય તો તેમણે આ નોટીસ પ્રસિદ્ધ થયાના દિવસ-૫ (પાંચ) માં નીચેના સરનામા પર લેખીત આધાર પુરાવાઓ સાથે રજૂઆત કરવી. ત્યારબાદ પાછળથી આવેલ વાંધાઓ સાથે અમારા અસીલ કે સદરહુ જમીનની કોઈ જવાબદારી રહેશે નહીં. જેની સર્વે નોંધ લેવી. તા. ૪/૫/૨૦૧૦

**(કે.એસ.ઠક્કર)**
તે ખરીદનારના એડવોકેટ
અમારી મારફતે :
**કલ્પેશ એસ. ઠક્કર**
(એડવોકેટ, ગુજરાત હાઈકોર્ટ)
ગઢસીસા, તા.માંડવી-કચ્છ.
મો. ૯૮૨૫૬ ૯૯૬૪૩

### જાહેર નોટીસ

આથી સર્વેને આ જાહેર નોટીસથી જાણ કરવામાં આવે છે કે,શ્રી ભુજ તાલુકે પેટા ગામશ્રી મીરઝાપની સીમના રેવ. સર્વે નાં. ૪૪ પૈકી તથા ૪૫/૧ પૈકી વાળી જમીન બિનખેતી રહેણાંક હેતુ માટે ફેરવાઈ, ઓધવ એવન્યુ-૧ તરીકે ઓળખાય છે, તે જમીનમાં પાડવામાં આવેલા પ્લોટો પૈકી પ્લોટ નાં. ૨૬૪ થી ૨૮૨ વાળાની જમીનમાં બનાવવામાં આવેલા મકાનો પૈકી મકાન નાં.: ૨૬૪ થી ૨૮૨/એ-૬ વાળો ભરપે ૯૪.૯૦૫ ચો. મીટરનો તેમજ તેમાં બનાવવામાં આવેલ રહેણાંકનું મકાન તેના માલિક અને કબ્જેદાર તુષાર રમણકાંત જોષીના પાવરદાર હસમુખબાળા રમણકાંત જોષી, રહે. ભુજ વાળાએ ખાલી, શાંત અને પ્રત્યક્ષ કબ્જાથી અમારા અસીલને અઘાટ વેંચાણ આપવા નક્કી કરેલ છે.

ઉપરોક્ત મિલ્કત કે વેચનારના હક્કભાગ અંગે કોઈના કોઈપણ જાતના વાંધો તકરાર કે લેણા લેખા હોય તો તે અંગે આ નોટીસ પ્રસિદ્ધ થયાના તારીખથી દિવસ આઠમાં લેખિત આધાર પુરાવા સાથે નીચેના સરનામે જાણ કરવી. મુદત વિત્યે સદર મિલ્કતના અઘાટ વેચાણનો દસ્તાવેજ રજીસ્ટર કરાવવામાં આવશે, અને ત્યારબાદ અમારા અસીલ કે સદર મિલ્કતની કોઈ જવાબદારી રહેશે નહીં. તા. ૪-૫-૨૦૧૦

**રવિ એસ. ઠક્કર, બોન્ડ રાઈટર**
**પ્રકાશચંદ્ર કે. ઠક્કર, એડવોકેટ**
**ઠે. રવિ કોમર્શીયલ**
૫-બી, કલ્યાણેશ્વર વાડી, ભુજ

### જાહેર નોટીસ — ગામ : બાલાચોડ મોટી તા. અબડાસા. રે.સર્વે નં. ૧૩૫ તથા ૧૪૫ અંગે

આથી સર્વે લાગતાવળગતાને જાણ કરવામાં આવે છે કે, હરીજન દામા અભુ રહે. સણોસરા તા. અબડાસાવાળાની ખેતી વિષયક જમીન ગામ : બાલાચોડ મોટીના રે.સર્વે નં. ૧૩૫ હે. ૪-૯૦-૬૮ આરે તથા રે. સર્વે નં. ૧૪૫ હે. ૮-૧૮-૪૮ આરે વાળી આવેલ છે.

સદર જમીનોનું પાવરનામું જાડેજા પરેશસિંહ બનુભા રહે. સણોસરા તા. અબડાસા વાળાએ ગેરકાયદે ફોર્ડથી બનાવી તેમા ખોટી સહીઓ સાંખ કરી અન્ય વ્યકિતઓને રજીસ્ટર્ડ દસ્તાવેજ બનાવી આપેલ છે. અમારા અસીલની બનાવટી સહી કરી ફોટા વગરનું પાવરનામું બનાવેલ છે તે પ્રથમથી જ રદબાતલ અને ગેરકાયદેસરનું છે. જેથી કોઈપણ વ્યકિત સદર મિલ્કત બાબતે કોઈપણ વ્યવહાર કરવો નહિં. અન્યથા અમારા અસીલ કે મિલકતને બંધનકર્તા રહેશે નહિં જેની સ્પષ્ટ નોંધ લેશો. જાડેજા પરેશસિંહ બનુભા બનાવેલ બનાવટી દસ્તાવેજો બાબતે અમારા અસીલ દિવાની તેમજ ફોજદારી રાહે પોલિસ ફરીયાદ હાથ ધરવા તજવીજ આદરેલ છે. તા. ૦૪/૦૫/૨૦૧૦

અમારી મારફત :
**એ. એચ. લોધા**
**એસ. જે. જોષી**
(તે હરીજન દામા અભુના એડવોકેટ્સ)
નલિયા-કચ્છ.
મો : ૯૮૨૫૭ ૮૦૩૦૯

### જાહેર નોટીસ — ગામઃ સુવઈ, તા. રાપર

આથી આ નોટીસથી સર્વેને જાણ કરવામાં આવે છે કે, અમારા અસીલએ રાપર-કચ્છ તાલુકાના ગામઃ સુવઈ મધ્યે ખાતા નં. ૭૯ થી જેના રે.સ.નં. ૪૩૫ જેના હેક્ટર ૨-૯૨-૩૯ પ્રતિઆરે છે. જેનો આકાર રૂા. ૧૧.૭૫ પૈસા છે. સદરહું ઠામશ્રી રસિકભાઈ ભચુભાઈ સાવલા, રહે. હાલે મુંબઈ તે તેમની પાસેથી અઘાટ હમીરાવાર વેચાણ લેવા સોદો કરેલ છે. સદરહું ઠામમાં જે કોઈ શખ્સનો કશો હક્ક-હિસ્સો, ભાગ, હિતસંબંધ લેણું-લેખું, બેંકનું લેણું, લીચન ચાર્જ, ભરણપોષણ કે સુખાધિકાર હોય તો તેમણે આ નોટીસ પ્રસિધ્ધ થયેથી દિન-૬ ની અંદર અમારી ઓફીસે લેખિત વાંધા આધારો સાથે રજુ કરવા તેમ કરવામાં કસુર થયેથી મૂદત પુરી થયા બાદ અમારા અસીલ સદરહું ઠામનો અઘાટ હમીરાવાર વેંચાણનો પાકકો દસ્તાવેજ કરાવી લેશે. ત્યારબાદ અમારા અસીલ કે સદરહું ઠામ કોઈને જવાબદાર રહેશે નહીં. જેથી આથી સર્વેએ નોંધ લેવી. ભુજ-કચ્છ. તા.૪-૫-૨૦૧૦

હિતેશ આર. ચૌહાણ તે ખરીદનારના એડવોકેટ
અમારી મારફતેઃ-
**હિતેશ આર. ચૌહાણ**
**જીગર એમ. ગઢવી**-એડવોકેટસ
ગુજરાત હાઈકોર્ટ
ઓફીસઃ સી-૧, સુલય એપાર્ટમેન્ટ, રેડીયો સ્ટેશનની સામે, ભુજ-કચ્છ.
મો. ૯૮૨૫૫ ૬૬૯૪૬,૯૯૨૫૪ ૬૯૦૨૯

### જાહેર નોટિસ

આથી અમારા અસીલ **હંસરાજ નાનજી કેનિયા, રહેવાસી : ગામ-બારોઈ, તા. મુંદરા-કચ્છવાળાની** સૂચનાથી અને તેમના વતીથી આ જાહેર નોટિસ આપીને જણાવવાનું કે, મુંદરા તાલુકાના મોજે ગામ-બારોઈની સીમના અનુક્રમે રેવન્યૂ સર્વે નં. ૧૭૩/૧, જમીન એ. ૦.૧૬ ગુંઠા (૨) સ.નં. ૧૭૩/૨, એ. ૦.૧૫ ગુંઠા (૩) સર્વે નં. ૧૭૩/૪, એ. ૦.૩૨ ગુંઠા તથા (૪) સર્વે નં. ૧૭૩/૫, એ. ૦.૩૧ ગુંઠા કુલ જમીન એ. ૨.૧૪ ગુંઠાવાળી જમીન પિયતવાળી તે અમારા અસીલે **સુમરા હુસેન ઓસમાણ, રહેવાસી : બારોઈ, તા. મુંદરા-કચ્છવાળા** પાસેથી રજિસ્ટર દસ્તાવેજથી અઘાટ હક્કે વેચાણ લીધેલ છે અને ઉક્ત જમીન અમારા અસીલના સ્વતંત્ર કબજા ભોગવટા ને માલિકીમાં તેમજ જાતઘરખેડ હેઠળ રહેલ છે. તેમ છતાં અમુક વ્યક્તિઓએ ઉક્ત જમીન વેચસાટ, ટ્રાન્સફર વિ. કરવાની તજવીજમાં રહેલ છે. જેથી ઉક્ત જમીન અમારા અસીલની સહમતી વગર કોઈપણ વ્યક્તિએ વેચસાટ કે ટ્રાન્સફર કરવી કરાવવી નહીં અને આ નોટિસ આપ્યા છતાં પણ તેવો ગેરકાયદેસરનો વ્યવહાર કરવામાં આવશે જેનાથી અમારા અસીલના હક્કને કોઈપણ પ્રકારની બાદ આવશે નહીં અને તેવા ગેરકાયદેસરના વ્યવહાર માટેની જવાબદારી જે તે વ્યક્તિના શિરે રહેશે જેની સર્વે નોંધ લેવા વિનંતી.

**વી. આર. ગઢવી તે હંસરાજ નાનજી કેનિયાના એડવોકેટ, મુંદરા-કચ્છ.**
અમારી મારફતે :- **વિશ્રામ રાજદે ગઢવી**-એડવોકેટ એન્ડ નોટરી, **ભાવના કે. બારોટ**-એડવોકેટ, મુંદરા-કચ્છ, ઓ. ૨૨૩૫૩૬, રહે. ૨૨૨૬૪૬

### જાહેર નોટિસ-શિકરા, તાલુકો : ભચાઉ-કચ્છ

શ્રી કચ્છ જિલ્લાના ભચાઉ તાલુકાના ગામ-શિકરાની સીમમાં આવેલ ખેતીની જમીનો અનુક્રમે

| અનુ. | સર્વે નંબર | હેક્ટર/આરે | માલિકનું નામ | ખાતા નંબર |
|---|---|---|---|---|
| ૧ | ૭૦૭ | ૫/૮૦/૭૩ | રસિકલાલ અરજણભાઈ હાપલિયા | ૬૩૬ |
| ૨ | ૭૧૯/પી/૧ | ૧/૨૧/૪૧ | અરજણભાઈ પોપટભાઈ હાપલિયા | ૮૨૮ |
| ૩ | ૭૦૬ | ૧/૮૬/૯૬ | અરજણભાઈ પોપટભાઈ હાપલિયા | ૬૪૪ |
| ૪ | ૭૧૯ | ૦/૮૪/૯૯ | " | " |
| ૫ | ૭૨૧ | ૩/૧૮/૬૯ | " | " |
| ૬ | ૭૨૩ | ૩/૭૨/૩૧ | " | " |
| ૭ | ૭૦૮ | ૩/૫૪/૧૦ | અરજણભાઈ પી. હાપલિયા (H.U.F.ના કર્તા) | ૭૫૧ |
| ૮ | ૭૦૯/પી/૧ | ૪/૩૭/૦૬ | " | " |
| ૯ | ૭૧૦ | ૬/૩૭/૩૮ | " | " |

તથા તેમાં આવેલ પાંચ બોર તથા તેના ઉપર આવેલ પાંચ વીજ કનેક્શન તથા તમામ હક્કો સહિત ઉપરોક્ત મિલકતમાલિકો પાસેથી અમારા અસીલોએ વેચાણ લેવા નક્કી કરેલ છે. જે માટે કોઈપણને કોઈપણ પ્રકારે વાંધો-તકરાર, લેણું-લેખું, દાવો-અલાખો કે હિત-સંબંધ હોય તો તેમણે આ નોટિસ પ્રસિદ્ધ થયેથી દિન-૭માં લેખિત આધાર-પુરાવા સાથે નીચેના સરનામે રૂબરૂ મળવું. નહીંતર સદરહુ મિલકતોમાં કોઈપણનો કોઈપણ પ્રકારે હક્ક-હિત-હિસ્સો કે લાગ-ભાગ નથી કે જતો કરેલ છે તેમ માની મુદ્દત વિત્યે અમારા અસીલો સદરહુ મિલકત વેચાણ લઈ મિલકતોના પાકા વેચાણ દસ્તાવેજો કરાવી લેશે અને સદરહુ મિલકતો કે અમારા અસીલોની કોઈપણ પ્રકારની જવાબદારી રહેશે નહીં જેની લાગતાવળગતાએ સર્વે સ્પષ્ટ નોંધ લેવી. તારીખ ૪/૫/૧૦

**ભરત એન. ભટ્ટ**-એડવોકેટ
મામલતદાર ઓફિસ પાસે, ભચાઉ-કચ્છ.
મો. ૯૮૨૫૦ ૯૧૨૪૩
**ચંદ્રેશ વી. ગુંસાઈ**- પિટિશન રાઈટર
મો. ૯૮૨૫૯ ૫૭૮૫૭

અમારી સૂચના અને ફરમાશથી
**કરમશીભાઈ રતાભાઈ વૈદ**
નવી ભચાઉ, તા. ભચાઉ-કચ્છ.
મો. ૯૮૨૪૨ ૦૦૨૨૮

### જાહેર નોટીશ

આથી સર્વેને જાણ કરવામાં આવે છે કે, મારા અસીલે કચ્છ જિલ્લાના મુંદરા તાલુકાના ગામ બેરાજાની સીમે આવેલ કપિત ખેતર-૧, નામે "લોઢિયાતર", રે. સર્વે નં. ૩૨૨, જમીન વિસ્તાર હેક્ટર ૧-૯૯-૩૧ આરે, એકર ૪.૩૭ ગુંઠા તે આકાર રૂા. ૫.૦૬ પૈસા તથા ખાતા નં. ૫૫૧ના માલિક હાંસબાઈ W/o નારાણ રવિયા D/o મુરજી ગીલવા પાસેથી ખરીદવાનો સોદો કરેલ છે. સબબ આ ખેતર બાબતે કોઈનો કોઈપણ જાતનું લેણું, લેખું, ભાર-બોજ, હક્ક, અધિકાર, લિયન કે ખેડહક્ક કે કબ્જો રહેલ હોય તો આ નોટીશ પ્રસિદ્ધ થયેથી દિવસ-૭ની અંદર નીચે જણાવેલ સરનામે લેખિત આધાર પુરાવા રજૂ કરવા, મુદ્દત દરમ્યાન કોઈ લેખિત આધાર પુરાવા રજૂ થશે નહીં તો સમય વિત્યા બાદ મારા અસીલ સદરહુ ખેતરનો અઘાટ વેચાણ દસ્તાવેજ કરાવી લેશે. ત્યારબાદ સદરહુ મિલકત કે મારા અસીલની કોઈ જવાબદારી રહેશે નહીં જેની સ્પષ્ટ નોંધ લેશો.
સ્થળ : મુંદરા-કચ્છ. તા. ૪/૫/૨૦૧૦

**એમ.ઓ. ખત્રી** તે ખરીદનારના એડવોકેટ
સરનામું :
**ખત્રી મોહંમદબિલાલ ઓસમાન, વિમલ એસ. મહેતા, ઈકબાલ એચ. માંજલિયા, હેતલ ડી. વેદાંત** - એડવોકેટ્સ,
૯, મૈત્રી કોમ્પલેક્ષ, ફર્સ્ટ ફ્લોર, મુંદરા-કચ્છ. મો. ૯૪૨૬૯ ૪૧૬૯૨

### જાહેર નોટીસ - ગામ દેવળીયા

આથી જાહેર જનતાને જણાવવાનું કે, કચ્છ જીલ્લાના અંજાર તાલુકાના ગ્રામશ્રી દેવળીયા મધ્યે આવેલ નીચે જણાવેલ ખેતીની જમીનો અમારા અસીલે તેના માલીકો પાસેથી અઘાટ વહેંચાણ લેવા સોદો કરેલ છે.

૧. (૧) સર્વે નં. ૪૯/૩ તે હે. ૦-૭૦-૮૨ (૨) સર્વે નં. ૫૦/૭ તે હે. ૦-૫૨-૬૧ વાળી તેના માલીક ઇસ્માલ સાલેમાન મથડા રહે. મીઠીરોહર, તા. ગાંધીધામ,
૨. (૧) સર્વે નં. ૫૦/૪ તે હે. ૦-૩૪-૪૦ (૨) સર્વે નં. ૫૦/૧૩ તે હે. ૦-૨૮-૩૩ વાળી તેના માલીક (૧) ખતાબાઈ જુસુ મથડા રહે. તુણા, તા. અંજાર (૨)સારાબાઈ જુસુ મથડા રહે. તુણા, તા. અંજાર (૩) હુસેન ઓસમાણ જુસુ મથડા રહે. મીઠા પોર્ટ, કંડલા.
૩. સર્વે નં.૫૦/૬ તે હે.૦-૬૯-૮૧ વાળી તેના માલીક (૧) ઇશમાલ ફકુ મથડા (૨) હારૂ ફકુ મથડા (૩) અલીમામદ ફકુ મથડા (૪) ખતુભાઈ ફકુ મથડા (૫) ઇબ્રાહિમ ફકુ મથડા રહે. તમામ દેવળીયા, તા. અંજાર.

ઉપરોક્ત સર્વે નંબરો વાળી ખેતીની જમીન સંબંધે કોઈનું કો પણ જાતનું લેણુ-લેખુ વરવાંધો, તકરાર કે અન્ય હક્ક પોસાતા હોય તો દીવસ-૭માં તે અંગેના અસલ આધારો સાથે રાખી ખરાઈ કરી જવી. અન્યથા મુદ્દત વિત્યે કોઈ વાંધો કે તકરાર નથી અને છે તો તે જતા કર્યા છે તેમ માની અમારા અસીલ આ ઠામોનો અઘાટ દસ્તાવેજ બનાવી લે સે જેની સ્પષ્ટ નોંધ લેવી.

**ઈન્દ્રજીતસિંહ બી. જાડેજા (એડવોકેટ)**
૧૨૭, મ્યુનીસીપલ કોમ્પલેક્ષ, અંજાર (કચ્છ).મો. ૯૮૭૯૦૫૧૭૬૪

### જાહેર ચેતવણી અને નોટીસ — વરસામેડી સીમ સર્વે નં. ૩૬૭

અમો નીચે સહી કરનાર શ્રી પ્રેમજી લખુ રામા ગોહિલ (ગોયલ), રહે. ગળપાદર, તા.ગાંધીધામ વાળા આથી જાહેર કરીએ છીએ કે, મોજે અંજાર તાલુકાના ગામશ્રી વરસામેડીની સીમમાં આવેલ બિન પિયત ખેતર નામે 'જોરીયું' રેવન્યુ સર્વે નં. ૩૬૭ જમીન એકર ૬-૨૬ ગુંઠા તે હેક્ટર ૨-૬૯-૧૨ આરે વાલી ખેતીની જમીન અમારી વડિલોપાર્જીત સંયુક્ત મુડીમાંથી ખરીદ કરવામાં આવેલ છે અને જે તે સમયે વજા રામા ગોહિલ (ગોયલ) મૂળ રહે. ગળપાદર, તા. ગાંધીધામ હાલ રહે. ડી/૧૬૪, સહારાનગર, ભીમાસર, તા.અંજાર તથા અમો સંયુક્ત કુટુંબમાં રહેતા હોઈ તેમજ વજા રામા ગોહિલ (ગોયલ) અમારા કુટુંબમાં મોટા હોઈ તેમના નામે વહેંચાણ દસ્તાવેજ કરાવેલ. સદરહુ મિલકતમાં વજા રામા ગોહિલ (ગોયલ) ઉપરાંત (૧) સ્વા રામા ગોયલ, (૨) સ્વ. લખુ રામા ગોયલના વારસદારો (૨/૧) રાંભઈબેન ઉર્ફે ગૌરીબેન લખુ ગોયલ, (૨/૨) મંજુલાબેન લખુ ગોયલ, (૨/૩) કંકુબેન લખુ ગોયલ, (૨/૪) પ્રેમજી લખુ ગોહિલ (ગોયલ), (૩) દેવઈબેન રામા ગોયલ, (૪) રતીબેન રામા ગોયલ તથા (૫) જસીબેન રામા ગોયલનો પણ કાયદેસરનો ભાગ આવેલ છે અને તે રીતે ઉપરોક્ત મિલ્કત અમો નીચે સહી કરનાર તથા ઉપરોક્ત શખ્સોની સંયુક્ત કબ્જા, ભોગવટા અને માલીકીની આવેલ છે. સદરહુ મિલ્કત વજા રામા ગોહિલ (ગોયલ) ને એકલાને વહેંચાણ કરવા કોઈ હક્ક અધિકાર નથી. કોઈપણ શખ્સે ઉપરોક્ત મિલ્કત વજા રામા ગોહિલ (ગોયલ) પાસેથી વહેંચાણથી કે અન્ય કોઈપણ રીતે લેવી નહીં. તેમ છતાં આવા કોઈપણ પ્રકારના વ્યવહાર કરવામાં આવશે તો તેવા વ્યવહાર અમોને તથા ઉપરોક્ત મિલ્કતને બંધનકર્તા રહેશે નહીં અને જવાબદારો સામે ફોજદારી તથા દિવાની રાહે પગલા ભરવાની ફરજ પડશે. જેની સર્વેએ નોંધ લેવી. અંજાર, તા. ૪/૫/૨૦૧૦

**શ્રી પ્રેમજી લખુ રામા ગોહિલ (ગોયલ)**
**જાતે તથા અન્ય સહ હિસ્સેદારો વતી**
અમારી મારફતે :
**જગદીશ એચ.વ્યાસ** (એડવોકેટ એન્ડ નોટરી)
ઓફિસ : નગરપાલિકા કોમ્પલેક્ષ, બસ સ્ટેશનની સામે, નવા અંજાર
ફોન : (ઓ) ૨૪૨૮૫૭

Digitially Archived by: www.realpatidar.com/library

# કપાસ-એરંડા વાયદામાં ઘટાડો : ખાંડમાં ઢીલાશ : સોના-ચાંદીમાં ચાલુ રહેલી તેજી

ભુજ, તા. ૪ : ખાદ્યતેલ બજારમાં ખાસ કરીને સીંગતેલની મળતર સાવ ઓછી થઇ ગઇ હોવા છતાં માંગની મંદીને કારણે ભાવને સધિયારો મળતો ન હોવાથી ઢીલાશ રહી છે. સીંગતેલ પાછળ સાઇડના કપાસિયા તેલમાં પણ અસર હતી. વિદેશ ખાતે સોયાબીનના મોટા પાકને કારણે તેમજ મલેશિયા ખાતે પામોલીનની નિકાસ ઓછી થઇ જતાં તેની અસરે વાયદા ઢીલા હતા.

સ્થાનિક ખાદ્યતેલ બજારમાં પામોલીનમાં ઢીલું વલણ હતું જ્યારે અન્ય તેલો ટકેલા રહી વેટ સહિત સીંગતેલ પંદર લિટરના રૂા. ૧૦૯૦/૧૧૦૦, પંદર કિલોના રૂા. ૧૧૫૦/૧૧૯૦, કપાસિયા તેલ પંદર લિટરના રૂા. ૭૨૫/૭૩૦, પંદર કિલોના રૂા. ૭૧૫/૭૯૦, સોયાબીન તેલના રૂા. ૭૨૦/૭૨૫ હતા. પામોલીન તેલ સાધારણ ઘટી રૂા. ૬૪૭/૬૫૦ સુધી ભાવ થયા હતા. ધોરાજી-ઉપલેટા લાઇન તેલિયા ઘટી રૂા. ૧૦૫૩/૧૦૫૪, લૂઝ તેલના રૂા. ૬૭૫/૬૮૦ થયા હતા. કામકાજ આઠથી દસ ટેન્કરના હતા. કપાસિયા વોસના રૂા. ૩૯૨/૩૯૫ અને રિફાઇન્ડ તેલના રૂા. ૪૧૫/૪૧૮ નરમાઇ તરફી હતા. કામકાજ વીસથી પચ્ચીસ ટેન્કરના હતા.

વિદેશ ખાતે શિકાગો સોયા વાયદો ૮+૯+૯ સેન્ટ મજબૂત હતો જ્યારે પામોલીનમાં કે.એલ.સી. વાયદો ૪૧-૩૯-૩૯ રિંગિટ ઘટતાં મલેશિયન પામ પ્રોડક્ટ ઘટી ૮૧૭.૫૦-૮૧૫-૮૧૨ હતા. કંડલા ખાતે હાજરના રૂા. ૩૮૩/૩૮૪ના ભાવ હતા પણ આ મથાળે કોઇ વેપાર ન હતા. મેના રૂા. ૩૮૫ના ભાવ મળતા હતા. અગાઉ રૂા. ૩૯૦ના મથાળે કામ થયા હોવાથી માલની ડિલિવરી થઇ રહી છે. સોયાબીન તેલના ભાવ દબાઇ રૂા. ૪૧૨/૪૧૩ હતા.

**મગફળી**

સૌરાષ્ટ્ર-ગુજરાતમાં ઉનાળુ મગફળીની આવકો ધીમી ગતિએ વધી રહી છે પણ કચ્છની મગફળી પંદરથી વીસ દિવસ બાદ બજારમાં આવે તેવી ધારણા મુકાઇ રહી છે. નવી મગફળીના રૂા. ૧૨૫૧ના મથાળે ફોરવર્ડના કામ હતા. એચ.પી.એસ. દાણાના ૮૦/૯૦ના રૂા. ૪૨૦૦૦/૪૨૫૦૦ના મથાળે વીસથી ત્રીસ તારીખની શરતે કામ થયા હોવાનું જાણવા મળતું હતું. સૌરાષ્ટ્રમાં જૂની મગફળીની વીસથી પચ્ચીસ હજાર ગૂણીની આવક હતી. સેન્ટર અને કવોલિટી મુજબ ભાવમાં રૂા. ૫ની વધઘટ હતી.

**એરંડા**

એરંડા બજારમાં પ્રારંભમાં મજબૂતાઇનું વલણ રહ્યા બાદ સાઇડ બજારનો સહિયારો ન મળતાં વાયદા સહિત હાજર દબાયા હતા. દિવેલમાં માંગ ઓછી થઇ જવાથી કારખાનાવાળાની પણ લેવાલી મર્યાદિત હતી. કપાસ વાયદામાં ઘટાડો થઇ રહ્યો હોવાથી સુરેન્દ્રનગરની ભારે વેચવાલી હતી.

ગુજરાતમાં હાજર એરંડાની આવક ઘટી સિત્તેરથી પંચોતેર હજાર ગૂણીની હતી. ભાવ રૂા. ૫૮૫/૬૦૫ અને સૌરાષ્ટ્રમાં પચ્ચીસસો ગૂણીની આવકે રૂા. ૫૮૫/૬૦૭ હતા. કંડલા ખાતે શરૂઆતે રૂા. ૬૦૩/૬૦૫ના મથાળે વેપાર થયા બાદ ભાવમાં ઘટાડો થઇ રૂા. ૬૦૦ બોલાતા હતા. કામકાજ સિત્તેરથી એંસી ગાડીના હતા. અમદાવાદ જૂન રૂા. ૩૧૧૫ નોમિનલ હતો. નરોડાના રૂા. ૬૦૮ હતા. રાજકોટ જૂન રૂા. ૩૧૫૯ ખુલ્લી વધી રૂા. ૩૧૭૩ ઘટી રૂા. ૩૧૩૪ બંધ રૂા. ૩૧૩૮ થયો હતો જે ગઇકાલના ભાવથી રૂા. ૩૦ દબાયો હતો. હાજર ઘટી રૂા. ૨૯૯૦ અને દિવેલના રૂા. ૬૬૦ હતા.

**ખાંડ**

સ્થાનિક ખાંડ બજારમાં આયાતી કટ્ટાની બે ગાડીની આવક હતી. ગુજરાત-મહારાષ્ટ્રના ટેન્ડરો નીચા મથાળે વેચાયા તેની અસરે ભાવમાં રૂા. ૪૦/૫૦ દબાઇ ખાંડ એસના રૂા. ૨૯૪૦/૨૯૬૦, એમના રૂા. ૩૦૦૦/૩૦૨૦ અને આયાતીના રૂા. ૨૮૪૦/૨૯૨૦ સુધી હતા. ગુજરાતમાં હાજર ડીઓના ભાવ ઢીલા રહી ખાંડ એસના રૂા. ૨૮૫૦ અને એમના રૂા. ૨૯૦૦ બોલાતા હતા. મહારાષ્ટ્રમાં આઠ મિલોના એક લાખ ગૂણીના ટેન્ડર હતા. ભાવની ધારણા ખાંડ એસના રૂા. ૨૭૫૦/૨૭૭૫ અને એમના રૂા. ૨૮૦૦/૨૮૨૫ સુધી હતા.

**સોના-ચાંદી**

સોના-ચાંદીમાં તેજીનો પ્રવાહ સલામત રોકાણ તરીકે વધી રહ્યો હોવાથી ભાવ ઊંચા મથાળે નોંધાતા રહ્યા છે. ગ્રીસ માટે પેકેજોની જાહેરાત થઇ રહી છે પરંતુ તેનાથી ખાધ પૂરી નહીં થાય તેવી ધારણા વચ્ચે સોનાની માંગ વધી રહી છે. યુરોપીયન શેરબજારમાં સતત ઘટાડો હતો. જેથી સોનાની માંગ રોકાણકારો સહિત ફંડની પણ રહી છે. ગઇકાલે ન્યૂયોર્કમાં સોનું ૧૧૮૨ અને ચાંદી ૧૮.૭૫ ડોલરના મથાળે બંધ થયા બાદ આજે ખુલ્લામાં વધારો થઇ સોનું ૧૧૮૫ અને ચાંદી ૧૮.૭૦ ડોલરના ભાવ મળતા હતા.

વિદેશ પાછળ અહીંની બજારમાં ઉછાળો ચાલુ રહી ચાંદીમાં રૂા. ૧૫૦ ઊંચકાઇ રૂા. ૨૮૪૫૦/૨૮૫૦૦, દસ ગ્રામ સોનામાં રૂા. ૧૧૦ વધી રૂા. ૧૭૪૩૦/૧૭૪૫૦ અને સો ગ્રામ બિસ્કિટમાં રૂા. ૧૧૦૦ ઊછળી રૂા. ૧,૭૫,૨૦૦ થયા હતા.

## વ્યાપાર વર્તમાન

**૪-૫-૨૦૧૦**

**ભુજ સોના-ચાંદી બજાર (સાંજે ૬ વાગ્યા પછી)**

| | |
|---|---|
| ચાંદી ચોરસા આર. આર. | ૨૮૪૫૦ થી ૨૮૫૦૦ |
| સોનું સ્ટાન્ડર્ડ | ૧૭૪૩૦ થી ૧૭૪૫૦ |
| સોનું દાગીના ૨૧કેરેટ | ૧૫૬૩૦ |
| સોનું દાગીના ૨૨ કેરેટ | ૧૬૨૦૦ |
| સોનું હોલમાર્ક | ૧૬૬૫૦ |
| સોનુંતેજાબી | ૧૭૪૦૦ થી ૧૭૪૨૦ |
| કેડબરી ૧૦૦ ગ્રામ | ૧૭૪૫૦૦ |
| ૧૦૦ ગ્રામ બિસ્કિટ | ૧૭૫૨૦૦ |

**ભુજ સ્થાનિક બજાર (૧૦૦ કિ.)**

| | |
|---|---|
| ઘઉં નવા | ૧૨૨૦ થી ૧૯૫૦ |
| બાજરી | ૧૧૦૦ થી ૧૨૦૦ |
| ચોખાઆઇ.આર. | ૧૬૫૦ થી ૧૭૫૦ |
| ચોખાબેગમી | ૧૯૦૦ થી ૨૦૫૦ |
| ચોખા જીરાસર | ૨૦૦૦ થી ૩૯૦૦ |
| મગ | ૭૪૦૦ થી ૭૬૦૦ |
| મગફાડા | ૭૭૦૦ થી ૭૯૦૦ |
| મોગરદાળ | ૮૭૦૦ થી ૮૯૦૦ |
| તુવેરદાળ | ૬૩૦૦ થી ૬૬૦૦ |
| તુવેરદાળ રેંટિયો | ૭૫૦૦ થી ૭૮૦૦ |
| ચણાદાળ | ૨૬૫૦ થી ૨૮૫૦ |
| અડદદાળ | ૬૯૦૦ થી ૭૩૦૦ |
| ખાંડ-એસ. | ૨૯૪૦ થી ૨૯૬૦ |
| ખાંડ-એમ. | ૩૦૦૦ થી ૩૦૨૦ |
| મહારાષ્ટ્ર | ૩૦૫૦ થી ૩૦૮૦ |
| આયાતી ખાંડ | ૨૮૪૦ થી ૨૯૨૦ |

**ટીનના ભાવ વેટ સહિત**

| | |
|---|---|
| સીંગતેલ ૧૫ લિટર | ૧૦૯૦ થી ૧૧૦૦ |
| સીંગતેલ ૧૫ કે.જી. નેટ | ૧૧૫૦ થી ૧૧૯૦ |
| વેજિટેબલ ૧૫ કે. | ૭૦૦ થી ૭૫૦ |
| કપાસિયા તેલ | ૭૧૫ થી ૭૯૦ |
| કપાસિયા તેલ ૧૫લિટર | ૭૨૫ થી ૭૩૦ |
| કોપરેલ તેલ ૧૫કિલા | ૯૭૦ થી ૯૯૦ |
| સોયાબીન | ૭૨૦ થી ૭૨૫ |
| પામોલીન | ૬૪૭ થી ૬૫૦ |
| સૂરજમુખી | ૮૩૦ થી ૮૬૦ |

**૨૦ કિલોના ભાવ**

| | |
|---|---|
| કોલ્હાપુર ગોળ | ૬૩૦ થી ૭૦૦ |
| યુ.પી. ભીલી | ૫૩૦ થી ૫૪૦ |

**એક ગૂણીના ભાવ**

| | |
|---|---|
| ભૂસો ઝીણો | ૫૩૦ થી ૫૬૦ |
| બેસન ૫૦ કિલો | ૧૪૬૦ થી ૧૭૮૦ |
| કપા. ખોળ નવા | ૫૦૦ થી ૫૧૦ |

**વેટ સહિત**

| | |
|---|---|
| કપાસિયા જાડા | ૭૦૦ |

**ભુજ માર્કેટ યાર્ડ — ૧૦૦ કિલોના ભાવ**

| | |
|---|---|
| ચણા | ૧૯૦૦ થી ૨૦૨૫ |
| મઠ | ૫૦૦૦ થી ૫૫૨૦ |
| જવ | ૮૫૦ થી ૮૭૫ |
| જુવાર | ૧૧૫૦ થી ૧૬૫૦ |
| ગોવાર | ૨૧૫૦ થી ૨૧૬૨ |
| ઘઉં કચ્છ | ૧૨૦૦ થી ૧૪૨૫ |
| બાજરી જૂની | ૯૫૦ થી ૧૧૦૦ |
| મગ | ૬૩૫૦ થી ૬૯૦૦ |
| મગ જૂના | ૫૮૦૦ થી ૬૨૦૦ |

**૪૦ કિલોના ભાવ**

| | |
|---|---|
| એરંડા | ૧૧૬૪ થી ૧૧૭૮ |
| રાયડો | ૮૨૦ થી ૮૪૦ |
| ઈસબગુલ | ૧૨૮૬ થી ૧૮૪૩ |
| તલી | ૧૮૦૦ થી ૧૯૬૪ |
| જીરું | ૪૦૦૦ થી ૪૫૦૦ |
| ધાણા | ૮૪૦ થી ૯૬૦ |

**મુંદરા માર્કેટયાર્ડ — ૧૦૦ કિલોના ભાવ**

| | |
|---|---|
| બાજરી | ૯૫૦ થી ૧૧૬૧ |
| જુવાર | ૧૧૨૫ થી ૧૫૫૦ |
| ગોવાર | ૨૨૨૫ થી ૨૩૨૫ |

**૪૦ કિલોના ભાવ**

| | |
|---|---|
| એરંડા | ૧૧૮૦ થી ૧૧૮૫ |

**અંજાર માર્કેટ યાર્ડ — ૧૦૦ કિલોના ભાવ**

| | |
|---|---|
| મગ | ૫૫૦૦ થી ૫૯૦૦ |
| ગોવાર | ૨૨૫૦ થી ૨૨૭૫ |
| જુવાર | ૧૭૫૦ થી ૨૦૦૦ |
| ઘઉં | ૧૧૫૦ થી ૧૪૦૦ |

**૪૦ કિલોના ભાવ**

| | |
|---|---|
| એરંડા | ૧૧૫૫ થી ૧૧૭૪ |
| તલી | ૧૯૭૫ થી ૨૦૧૦ |
| ધાણા | ૮૦૦ થી ૯૦૦ |
| જીરું | ૩૮૮૦ થી ૪૪૮૦ |
| ઈસબગુલ | ૧૪૫૦ થી ૧૭૦૦ |
| કપાસ | ૧૦૨૫ થી ૧૨૪૫ |

**ગાંધીધામ એરંડા બિલ્ટી**

| | |
|---|---|
| એરંડા | ૬૦૦ થી ૬૦૫ |
| એફએસજી | ૬૭૩ |

**રાપર માર્કેટયાર્ડ — ૨૦ કિલોના ભાવ**

| | |
|---|---|
| ગોવાર | ૪૨૦ |
| એરંડા | ૫૭૦ થી ૫૮૦ |
| જીરું | ૧૯૦૧ થી ૨૨૨૫ |
| ઈસબગુલ | ૬૬૭ થી ૭૮૮ |

**ભચાઉ માર્કેટ યાર્ડ — ૨૦ કિલોના ભાવ**

| | |
|---|---|
| એરંડા | ૫૯૫ થી ૫૯૯ |
| ઈસબગુલ | ૮૦૦ થી ૮૨૨ |

**જામનગર**

| | |
|---|---|
| મગફળી જાડી | ૫૬૫ થી ૫૭૦ |
| મગફળી ઝીણી | ૫૮૫ થી ૫૯૦ |
| સીંગખોળ | ૧૬૪૦૦ થી ૧૬૫૦૦ |
| સીંગતેલ લૂઝ | ૬૭૫ |
| સીંગતેલ નવા ટીન | ૧૦૮૭ |
| સીંગતેલ તેલિયા | ૧૦૪૭ |

મગફળીમાં ૧૦૦૦ ગૂણીના કામકાજ હતા.

**જૂનાગઢ**

| | |
|---|---|
| મગફળી જાડી નવી | ૬૧૦ થી ૬૧૫ |
| મગફળી ઝીણી નવી | ૬૨૦ થી ૬૨૫ |
| નવી જી-૨૦ | ૬૨૦ થી ૬૨૫ |
| પિલાણબર | ૫૬૦ થી ૫૬૫ |
| સીંગખોળ | ૧૬૨૦૦ |
| મગફળીમા | ૨૦૦૦ |

સીગખોળમાં - ગૂણીના કામકાજ હતા

**સુરેન્દ્રનગર**

| | |
|---|---|
| કલ્યાણ ગાંસડી | ૧૯૬૦૦ |
| સંકર ગાંસડી | ૨૭૫૦૦ |
| શંકર કપાસીયા | ૨૫૦ |
| કલ્યાણ કપાસ | ૨૭૫ |
| કપાસીયા ખોળ | ૫૧૫ |

**ખાંડ**

મહારાષ્ટ્રમાં ૮ મિલોના ૧ લાખ ગૂણીના વેચાણ

| | |
|---|---|
| ખાંડ એમ | ૨૮૦૦ થી ૨૮૨૫ |
| ખાંડ એસ | ૨૭૫૦ થી ૨૭૭૫ |

સુધી હતા.

**અ'વાદ સોના-ચાંદી બજાર**

| | |
|---|---|
| ચાંદી ચોરસા | ૨૮૩૫૦ થી ૨૮૫૫૦ |
| રૂપુ | ૨૮૧૫૦ થી ૨૮૩૫૦ |
| સિક્કાજૂના | ૩૬૦ થી ૩૮૦ |
| સિક્કા નવા | ૧૬૦ થી ૧૭૫ |
| સોનું(૯૯.૯) | ૧૭૫૦૦ થી ૧૭૫૫૦ |
| સોનું(૯૯.૫) | ૧૭૪૦૦ થી ૧૭૪૫૦ |
| નવા દાગીના | ૧૬૮૫૦ |

# બિનલોહ ધાતુઓમાં પાંચગણાથી વધુ વેપાર

મુંબઈ, તા. ૪ : એમસીએક્સના સાંજના પાંચ વાગ્યા સુધીના પ્રથમ સત્રમાં ગઈકાલની સરખામણીએ બમણાથી વધુ રૂા. ૧૩,૫૩૧.૯૪ કરોડનાં કામકાજ થયાં હતાં, જેમાં સોના-ચાંદીનો હિસ્સો રૂા. ૫,૩૯૬.૧૭ કરોડનો હતો. સોનામાં આજે બમણાથી વધુ વેપાર થયા હતા.

એમસીએક્સનું સભ્યપદ મેળવવા
સંપર્ક:
આશિષ +૯૧ ૯૯૩૦૨૬૮૩૨૨
ઈ-મેલ:
membershipsalesteam@mcxindia.com
MCX મેટલ અને એનર્જી
વિશ્વાસ સાથે વેપાર
લોગઓન કરો
http://gujarati.mcxindia.com

સોનાના વાયદામાં ગઈકાલનો સુધારો જળવાઈ રહી ભાવ વધુ ઊંચા ગયા હતા. ચાલુ વાયદામાં જૂન રૂા. ૧૦૧ વધી રૂા. ૧૭,૨૮૭, ઓગસ્ટ રૂા. ૧૦૧ વધી રૂ.૧૭,૩૭૬, ઓક્ટોબર રૂા. ૧૧૧ વધી રૂા. ૧૭,૪૬૩ અને ડિસેમ્બર રૂા. ૩૨ વધી રૂા. ૧૭,૪૬૦ના ભાવ રહ્યા હતા. મિની વાયદામાં મે રૂા. ૧૧૭ વધી રૂા. ૧૭,૨૩૮, જૂન રૂા. ૯૫ વધી રૂા. ૧૭,૨૭૯ અને જુલાઈ રૂા. ૯૨ વધી રૂા. ૧૭,૫૩૧ બંધ રહ્યા હતા. ગિનીનો મે વાયદો રૂા. ૧૧૭ વધી રૂા. ૧૭,૨૩૮ અને જૂન વાયદો રૂા. ૫૮ વધી રૂા. ૧૭,૬૭૨ બંધ રહ્યા હતા. ચાંદીના વેપારમાં પણ વૃદ્ધિ હતી, પણ તે સોના જેવી ઝમકદાર ન હતી. બેએક વાયદા નજીવા વધ્યા હતા. ચાલુ વાયદામાં મે વાયદો રૂા. ૧૧૫ ઘટી રૂા. ૨૮,૪૨૧, જુલાઈ રૂા.૮૮ ઘટી રૂા. ૨૮,૪૪૮, સપ્ટેમ્બર રૂા. ૯૦ ઘટી રૂા. ૨૮,૬૪૮ અને ડિસેમ્બર રૂા. ૩૮ ઘટી રૂા. ૨૮,૭૬૧ના ભાવ રહ્યા હતા. મિની વાયદામાં જૂન રૂા. ૮૬ ઘટી રૂા. ૨૮,૪૪૬, ઓગસ્ટ રૂા. ૭૩ ઘટી રૂા. ૨૮,૬૦૫, નવેમ્બર રૂા. ૫ વધી રૂા. ૨૮,૮૩૧ અને માર્ચ-૨૦૧૧નો વાયદો રૂા. ૧૦ વધી રૂા. ૨૮,૯૯૧ બંધ રહ્યા હતા.

બિનલોહ ધાતુઓનું વલણ ઢીલું જ રહ્યું હતું. નિકલના ત્રણેય વાયદા રૂા. ૧૪.૪૦થી રૂા. ૨૬.૧૦, એલ્યુમિનિયમના ત્રણેય વાયદા રૂા. ૧.૩૦થી રૂા. ૧.૪૫, સીસાના ત્રણેય વાયદા રૂા. ૧.૩૫થી રૂા. ૨.૫૫ અને જસતના ત્રણેય વાયદા રૂા. ૨.૨૦થી રૂા. ૨.૮૦ જેટલા ઘટ્યા હતા. તાંબાના જૂન અને ઓગસ્ટ વાયદા રૂા. ૨.૭૦ જેટલા ઘટ્યા હતા પણ માત્ર એક નવેમ્બર વાયદો રૂા. ૧.૫ વધ્યો હતો.

એનર્જી સેગમેન્ટમાં ક્રૂડ તેલના વાયદાના ભાવોમાં રૂા.૨૯થી રૂા. ૭૨ની નરમાઈ હતી. મે વાયદો સૌથી વધુ રૂા. ૭૨ના ભાવઘટાડે બંધમાં રૂા. ૩,૭૮૮ રહ્યો હતો.

કૃષિ અને અન્ય ચીજોમાં રિફાઈન્ડ સોયાતેલમાં રૂા. ૨.૮૦થી રૂા. ૩.૫૦, સીપીઓમાં રૂા. ૨.૭૦થી રૂા. ૩.૫૦, ચણા-દિલ્હીમાં રૂા. ૯થી રૂા. ૧૮, ગુવારસીડમાં રૂા. ૧૦થી રૂા. ૨૪, બટેટા-આગ્રામાં રૂા. ૩.૩૦થી રૂા. ૪.૬૦, કપાસમાં રૂા. ૧૨, મકાઈમાં રૂા. ૧થી રૂા. ૮, બદામમાં રૂા. ૩.૫૦નો ઘટાડો ભાવમાં રહ્યો હતો, જ્યારે જવના ત્રણેય વાયદાઓ રૂા. ૪.૨૦થી રૂા. ૧૭.૪૦ની રેન્જમાં વધ્યા હતા. એલચીના મે વાયદામાં અપવાદરૂપ રૂા. ૧૨.૪૦ના ઘટાડા સિવાય અન્ય વાયદાઓ રૂા. ૩.૭૦થી રૂા. ૭ની રેન્જમાં વધ્યા હતા.

# એચ.આઇ.વી. સાથે જીવન જીવતી મહિલાઓને મોતીકામની તાલીમ અપાઇ

ભુજ, તા. ૪ : કચ્છ એન પ્લસ ડ્રોપઇન સેન્ટર દ્વારા એચ.આઇ.વી. સાથે જીવન જીવતી બહેનોને પ્રવૃત્તિમય રહે તથા પોતાના જીવન પ્રત્યે પ્રોત્સાહિત કરવા અને તે તેમની કાર્ય કુશળતામાં વધારો કરીને સ્વાવલંબી બને તે માટે હીરાલક્ષ્મી મેમોરિયલ ક્રાફ્ટ પાર્ક ભુજોડી ખાતે મોતીકામની તાલીમ આપવામાં આવી હતી.

મોતીના કામની વસ્તુઓ જેવી કે મોતીનો સેટ, તોરણ, વિવિધ કીચન બતાવવામાં આવી હતી તથા વનિતાબેને મોતીકામ માટે કાચોમાલ આપવાની તૈયાર માલ ખરીદવાનું જણાવ્યું હતું તથા હીરાલક્ષ્મી પાર્કના સંચાલિકા રાગિણીબેને પણ તૈયાર માલ ખરીદવા ખાતરી આપી હતી. વિકલાંગ વિહાર માધાપર સ્કૂલના ગીતાબેને બહેનોને મડવર્ક વિશેની તાલીમ આપી હતી.

તેમણે બહેનોને કઇ રીતે માટી પલાળવી, તેમાં કઇ-કઇ વસ્તુઓનો ઉપયોગ કરવા, કેવી ડિઝાઇન બનાવવી, તેના માટે કેવા પ્રકારનો પ્લાયવૂડ વાપરવો, તેના ઉપર કેવી રીતે ડિઝાઇન બનાવવી, કેવી રીતે માટીની લાઇન લગાડવી, તેના ઉપર કેવી રીતે કલર કરવો વગેરે સારી રીતે બતાવીને ગીતાબેને તાલીમ આપી હતી. વેચાણ માટેની પણ જાણકારી આપી હતી તથા મડવર્કની વિવિધ ફ્રેમો બતાવી હતી.

ડ્રોપઇન સેન્ટર દ્વારા બહેનોને વારંવાર વિવિધ પ્રકારની તાલીમ આપવામાં આવે છે જેવી કે મોતીકામ, મડવર્ક તથા પેપરબેંક, સ્ટોન વર્ક, ભરતકામ જેવી ઘણી બધી તાલીમ એચ.આઇ.વી.ગ્રસ્ત બહેનોને આપવામાં આવી છે જેના દ્વારા તેઓ ઘેર રહીને આર્થિક ઉપાર્જન કરી શકે છે તેમજ કામમાં વ્યસ્ત રહેવાથી માનસિક તનાવથી દૂર રહે છે. પ્રોજેક્ટ કો-ઓર્ડિનેટર રેખાબેન વિશ્વકર્મા રહ્યા હતા. દક્ષાબેન ખત્રીએ આભાર માન્યો હતો.

# શેરબજાર પર ગ્રીસની ચિંતાના વાદળો

મુંબઈ, તા. ૪ : ગ્રીસની ચિંતા અને ચીને નીતિ કડક બનાવતાં એશિયા સહિતનાં વૈશ્વિક બજારો તૂટતાં તેમ જ સ્થાનિક સ્તરે મેટલ અને રિયલ્ટી શેરોમાં વેચવાલી નીકળવાની પાછળ શેરબજારનો બેન્ચમાર્ક સેન્સેક્ષ ૨૪૯ પોઈન્ટ તો નિફ્ટી ૭૫ પોઈન્ટ ઘટીને બંધ થયો હતો.

વધુમાં યુરોપિયન બજારો નરમ મથાળે ખૂલતાં સત્રના બીજા ભાગ દરમિયાન બજારમાં વેચવાલીનું ભારે દબાણ રહ્યું હતું. એસએમસી ગ્લોબલના ઉપપ્રમુખ રાજેશ જૈનના જણાવ્યા પ્રમાણે 'નબળાં વૈશ્વિક સેન્ટિમેન્ટથી વિશ્વભરમાંની બજારોને અસર થતી રહેશે અને આગામી થોડા દિવસોમાં બજારોમાં નરમાઇનો ટ્રેન્ડ ચાલુ રહેશે.'

**વૈશ્વિક તેમજ મેટલ શેરો પાછળ આંકમાં ૨૪૯ પોઈન્ટનું ગાબડું**

મુંબઈ શેરબજારનો ૩૦ શેર સેન્સેક્ષ નીચામાં ૧૭,૧૦૧.૯૬ અને ઊંચામાં ૧૭,૪૬૪.૮૨ પોઈન્ટની વચ્ચે વધઘટ પામ્યા બાદ આગલા બંધથી ૨૪૮.૯૪ પોઈન્ટ (૧.૪૩ ટકા) ઘટીને ૧૭,૧૩૭.૧૪ પોઈન્ટ પર બંધ થયો હતો, તો એનએસઇનો નિફ્ટી આંક ૫૧૩૪.૮૫ પોઈન્ટ અને ૫૨૫૦.૧૫ પોઈન્ટના નીચા અને ઊંચા મથાળાની વચ્ચે વધઘટ પામ્યા બાદ સોમવારના બંધથી ૭૪.૨૫ પોઈન્ટ (૧.૪૨ ટકા) ઘટીને ૫૧૪૮.૫૦ પોઈન્ટ પર બંધ થયો હતો. બીએસઇ મિડકેપ અને સ્મોલકેપ ઈન્ડેક્ષ અનુક્રમે ૧.૭૫ ટકા અને ૧.૭૫ ટકા ઘટ્યા હતા.

ચીનમાં નાણાનીતિને કડક બનાવતાં મેટલ માટેની માંગમાં ઘટાડો થઈ શકે છે એવા અહેવાલ પર મેટલ શેરોમાં વેચવાલી નીકળી હતી, જેમાં જેએસડબ્લ્યુ સ્ટીલના શેરના ભાવ સૌથી વધારે રૂા. ૭૮.૨૦ ઘટીને રૂા. ૧૧૪૨.૯૫ થયા હતા.

વધી રહેલો ફુગાવાનો દર આરબીઆઇને નાણાનીતિ વધુ કડક બનાવવા માટે પ્રોત્સાહિત કરશે, એવા ભય પર બેન્કિંગ અને ફાઇનાન્સિયલ શેરો ઘટ્યા હતા.

મુંબઈની લોકલ ટ્રેનના મોટરમેનોની હડતાળે ટ્રેડરો, ડીલરો અને રોકાણકારોને ઓફિસ સુધી પહોંચતા અટકાવતા મુંબઈ શેરબજાર પરનું ટ્રેડિંગ વોલ્યૂમ બપોર સુધી ઘણું પાતળું રહ્યું હતું. નેટવર્થ સ્ટોક બ્રોકિંગ લિ.ના અશ્વિન ગડાના જણાવ્યા પ્રમાણે બજાર પરનું વોલ્યૂમ પાતળું રહ્યું હતું. મોટા ભાગના ડીલરો અને રિલેશનશિપ મેનેજરો ઓફિસ સુધી પહોંચવા માટે અસમર્થ રહ્યા હતા. મુંબઈની લાઈફલાઈન ગણાતી રેલવેએ શેરબજારની સાથેસાથે નાણાબજાર, ફોરેક્સ અને કોમોડિટીમાંના ટ્રેડરોને બાનમાં રાખતાં તમામ બજારો પરનું ટ્રેડિંગ વોલ્યૂમ સરખામણીમાં ઓછું નોંધાયું હતું. મુંબઈ શેરબજાર પર મંગળવારે ૪૨.૧૨ કરોડ શેરો ટ્રેડ થયા હતા, તો રૂા. ૪૭૩૩.૪૮ કરોડનું કુલ ટર્નઓવર થયું હતું.

રિલાયન્સ નેચરલ રિસોર્સિસે રૂા. ૧૮,૫૮૬ લાખનું ટર્નઓવર કર્યું હતું. તેની પાછળ તાતા સ્ટીલ રૂા. ૧૭,૦૩૫ લાખ અને રિલાયન્સ રૂા. ૧૬,૫૯૯ લાખનું ટર્નઓવર કર્યું હતું. બજાર પર ૧૫૧ સ્ક્રીપોને ઊપલી સર્કિટ લાગવાની સામે ૧૫૩ સ્ક્રીપોને નીચલી સર્કિટ લાગી હતી.

મોટા ભાગનાં એશિયન બજારો ૨ ટકા સુધી ઘટચાં હતાં. જાપાનમાંની બજાર જાહેર રજાને નિમિત્તે બંધ રહી હતી. ચીનનો મેન્યુફેક્ચરિંગ આંક ૬ મહિનાની નીચી સપાટી પર પહોંચતાં શાંઘાઈ કોમ્પોસાઈટ ૧.૨૩ ટકા ઘટ્યો હતો. ઓસ્ટ્રેલિયન સરકારે દેશમાંની માઈનિંગ કંપનીઓની આવક પર ૪૦ ટકા ટેક્સ લાદવાની જાહેરાત કરતાં તમામ માઈનિંગ કંપનીઓના શેરો ઘટતાં યુરોપિયન બજારો શરૂઆતી ભાગમાં તૂટી હતી.

## ઈન્ડેક્સમાં વધઘટ

| ઈન્ડેક્સ | આંક | વધ/ઘટ | ટકાવારી |
|---|---|---|---|
| સેન્સેક્સ | ૧૭૧૩૭.૧૪ | -૨૪૮.૯૪ | ૧.૪૩ |
| બીએસઇ ૧૦૦ | ૯૧૬૧.૦૬ | -૧૪૩.૩૪ | ૧.૫૪ |
| બીએસઇ ૨૦૦ | ૨૧૭૯.૯૯ | -૩૩.૯૦ | ૧.૫૩ |
| બીએસઇ ૫૦૦ | ૬૮૮૬.૦૨ | -૧૦૭.૨૯ | ૧.૫૩ |
| બીએસઇ મિડકેપ | ૭૦૨૭.૦૯ | -૧૨૫.૩૮ | ૧.૭૫ |
| બીએસઇ સ્મોલ કેપ | ૯૦૦૭.૭૭ | -૧૬૦.૮૫ | ૧.૭૫ |
| નિફ્ટી | ૫૧૪૮.૫૦ | -૭૪.૨૫ | ૧.૪૨ |
| નિફ્ટી જૂનિયર | ૧૦૮૫૭.૮૫ | -૨૦૪.૦૫ | ૧.૮૪ |
| સીએનએક્સઆઇટી | ૫૮૭૧.૮૦ | -૫૮.૨૦ | ૦.૯૮ |
| બેન્ક નિફ્ટી | ૯૬૨૩.૭૦ | -૧૫૧.૮૦ | ૧.૫૫ |
| સીએનએક્સ ૧૦૦ | ૫૧૧૧.૦૫ | -૭૭.૪૦ | ૧.૪૯ |

## શેરબજારમાં કચ્છ

| | |
|---|---|
| આરતી ડ્રગ | ૧૧૬.૭૫ |
| આરતી ઈન્ડ. | ૪૮.૫૫ |
| અદાણી પાવર | ૧૨૨.૧૫ |
| એલાઇટ કોમ્પ્યુ. ઈન્ટ. | ૦.૪૧ |
| એસ્ટ્રોલ ચોક એન્ડ પ્રો. | ૭.૨૫ |
| આશાપુરા માઈનકેમ | ૬૩.૪૫ |
| ડેગર ફોર્સ્ટ ટુલ્સ લી. | ૧૩.૪૫ |
| એક્સેલ ક્રોપ કેર | ૨૦૪.૯૫ |
| ઈલેક્ટ્રોથર્મ ઇન્ડિયા લી. | ૩૧૦.૯૦ |
| યુરો સિરામિક્સ | ૫૩.૭૫ |
| યુરો મલ્ટી વિઝન લી. | ૨૬.૫૦ |
| એવરેસ્ટ કાંટો | ૧૨૭.૭૫ |
| જીએમડીસી | ૧૨૯.૯૫ |
| ગુજરાત એનઆરઇ કોક | ૮૩.૦૦ |
| ગોકુલ રિફોઇલ્સ | ૭૫.૫૦ |
| હરીઆ એક્સપોર્ટ | ૫.૮૦ |
| ઈપ્કા લેબોરેટરી | ૨૭૦.૯૫ |
| જિંદાલ સો લિ. | ૨૦૬.૬૦ |
| કેસર એન્ટરપ્રાઈઝ | ૧૨૫.૭૦ |
| માન ઈન્ડ. (ઈન્ડિયા) | ૭૦.૧૫ |
| મુંદરા પોર્ટ | ૭૧૩.૯૦ |
| નવનીત પ્રકાશન | ૫૦.૪૫ |
| પીએસએલ લિ. | ૧૪૮.૬૫ |
| રામકો ઈન્ડસ્ટ્રીઝ લી. | ૬૬.૮૫ |
| રત્નમણિ મેટલ્સ | ૧૨૪.૯૦ |
| રૂચી સોયા ઈન્ડસ્ટ્રીઝ | ૧૧૮.૨૫ |
| સાલ સ્ટીલ લિ. | ૧૧.૫૬ |
| સાંઘી ઈન્ડસ્ટ્રીઝ | ૨૪.૬૫ |
| સુંદરમ મ્લટી પેપ | ૪૮.૯૦ |
| સુઝલોન એનર્જી | ૬૮.૧૦ |
| ટોકિયો પ્લાસ્ટ ઈન્ડ. | ૧૧.૮૫ |
| ટાટા પાવર | ૧૩૧૯.૨૦ |
| વિમલ ઓઈલ એન્ડ ફૂક | ૪૦.૬૫ |
| વેલસ્પન ઇન્ડિયા | ૮૬.૧૫ |
| વેલસ્પન ગુજરાત | ૨૬૮.૫૦ |

# જામનગરમાં ૨૧થી ૨૭ મે સુધી ભારતીય સેનાનો ભરતીમેળો

ભુજ, તા. ૪ : ભારતીય સેના દ્વારા સોલ્જર જનરલ ડ્યૂટી તથા ટેકનિકલ, કલાર્ક, નર્સિંગ આસિસ્ટન્ટ, ટ્રેડમેન, નોન મેટ્રિક જનરલ ડ્યૂટી કેટેગરીમાં જગ્યાઓ ભરવા માટે આગામી તા. ૨૧થી ૨૭ મે દરમ્યાન એસ.એસ.બી. ટ્રેનિંગ સેન્ટર પરેડ ગ્રાઉન્ડ, પોલિટેકનીક પાસે, વાલસુરા રોડ, જામનગરમાં યોજાશે. જેમાં પસંદગી થવા માટે શારીરિક ક્ષમતા કસોટી, તબીબી પરીક્ષણ અને સામાન્ય પ્રવેશ પરીક્ષા લાયકાતના ધોરણ મુજબ કરવામાં આવશે. જેમાં સૌરાષ્ટ્ર, કચ્છ સહિતના જિલ્લાઓના ઉમેદવારો દર્શાવેલ માપદંડ અનુરૂપ હોય તે બધા આ પરીક્ષામાં જોડાઇ શકશે. આદિવાસી કક્ષાના ઉમેદવારોને અભ્યાસ અને ઉચ્ચાઇમાં છૂટછાટ સહિતની વધુ વિગતો માટે નજીકની જિલ્લા રોજગાર કચેરી અથવા આર્મી રિક્રુટિંગ ઓફિસ, જામનગરનો સંપર્ક સાધવા અનુરોધ કરાયો છે.

## સુરેન્દ્રનગર કપાસ વાયદો

| | |
|---|---|
| ખૂલી ૫૮૨.૯૦ | ઘટી ૫૭૭.૬૦ |
| વધી ૫૮૨.૯૦ | બંધ ૫૭૮.૨૦ |

## રાજકોટનો ટ્રંકકોલ

| | |
|---|---|
| તેલિયા ટીન જૂના | ૧૦૫૩ થી ૧૦૫૪ |
| સીંગતેલલૂઝ ૧૦ કિ.ગ્રા. | ૬૭૫ થી ૬૮૦ |
| કપાસિયા તેલ | ૩૯૨ થી ૩૯૫ |
| રાજકોટ ચાંદી | ૨૮૪૫૦ |
| મગફળી જાડી | ૫૭૦ થી ૫૭૧ |
| મગફળી ઝીણી | ૫૯૦ થી ૫૯૧ |
| ખાંડ ડી | ૨૯૨૦ થી ૨૯૯૦ |
| ખાંડ સી | ૩૦૨૦ થી ૩૦૮૦ |

## શાકભાજીના ભાવ

**ભુજ માર્કેટયાર્ડ (એક કિલોના જથ્થાબંધ ભાવ)**

| | |
|---|---|
| રીંગણા | ૪ થી ૬ |
| ફુલાવર | ૭ થી ૧૦ |
| કોબી | ૪ થી ૫ |
| ટમેટા | ૫ થી ૮ |
| ધાણા | ૧૫ થી ૧૬ |
| ભીંડા | ૧૦ થી ૧૨ |
| મરચાં | ૧૩ થી ૧૭ |
| કાકડી | ૩ થી ૪ |
| ડુંગળી | ૪ થી ૬ |
| બટાટા | ૭ થી ૭.૫૦ |
| પાલક | ૪ થી ૬ |
| લસણ (સુકું) | ૪૦ થી ૪૫ |
| ગોવાર | ૧૦ થી ૧૮ |
| લીંબુ | ૨૫ થી ૩૨ |
| ગિસોડી | ૮ થી ૧૨ |
| દુધી | ૪ થી ૫ |
| આદુ | ૪૦ થી ૫૦ |
| કારેલા | ૮ થી ૧૦ |
| સક્કરિયા | ૧૦ થી ૧૨ |
| ચોળા | ૬ થી ૧૫ |
| મરચાં સિમલા | ૨૦ થી ૨૨ |
| કેળાં કાચા | ૭ થી ૮ |
| કેળાં પાકા | ૧૦ થી ૧૨ |
| ચીકુ | ૭ થી ૯ |
| પપૈયા કાચા | ૪ થી ૫ |
| પપૈયા પાકા | ૭ થી ૮ |
| સકરટેટી | ૪ થી ૬ |
| કાચી કેરી | ૩ થી ૧૦ |
| પાકી કેરી | ૧૫ થી ૩૫ |

**અંજાર માર્કેટયાર્ડ (એક કિલોના જથ્થાબંધ ભાવ)**

| | |
|---|---|
| રીંગણા | ૧૨ થી ૧૩ |
| ફુલાવર | ૧૪ થી ૧૫ |
| કોબી | ૩ થી ૪ |
| ટમેટા | ૫ થી ૬ |
| ધાણા | ૧૫ થી ૧૬ |
| ભીંડા | ૧૨ થી ૧૩ |
| મરચાં | ૧૪ થી ૧૫ |
| કાકડી | ૩ થી ૪ |
| ડુંગળી | ૪ થી ૪.૫૦ |
| બટાટા | ૬ થી ૬.૫૦ |
| પાલક | ૫ થી ૬ |
| ગોવાર | ૧૦ થી ૨૦ |
| આદુ | ૪૩ થી ૪૫ |
| ચોળા | ૧૨ થી ૧૫ |
| કેળા | ૮ થી ૧૨ |
| પપૈયા | ૪ થી ૫ |
| લસણ | ૬૫ થી ૭૦ |
| લીંબુ | ૩૨ થી ૩૫ |
| ગિસોડી | ૧૦ થી ૧૫ |
| દુધી | ૫ થી ૬ |
| ચીકુ | ૬ થી ૧૨ |
| મરચાં સિમલા | ૧૮ થી ૨૦ |
| ગાજર | ૪ થી ૬ |
| ગિલોડા | ૧૨ થી ૧૩ |
| મેથી | ૮ થી ૧૦ |
| લીલી ડુંગળી | ૨ થી ૪ |
| સકરિયા | ૮ થી ૧૦ |
| કારેલા | ૧૪ થી ૧૫ |
| બીટ | ૫ થી ૬ |
| કેસર કેરી | ૨૦ થી ૩૦ |

# વિદ્યાર્થીઓ માટે ઉપયોગી માહિતી ખાતા દ્વારા કારકિર્દી ઘડતર વિશેષાંક પ્રસિદ્ધ કરાયો

ભુજ, તા. ૪ : ગુજરાત સરકારના માહિતી ખાતા દ્વારા વિદ્યાર્થીઓની કારકિર્દી ઘડતર માટે પથદર્શક એવો કારકિર્દી માર્ગદર્શન વિશેષાંક-૨૦૧૦ બે ભાગમાં પ્રસિદ્ધ થયો છે. માધ્યમિક અને ઉચ્ચતર માધ્યમિક પરીક્ષાઓના પરિણામો આગામી ટૂંક સમયમાં આવી રહ્યા છે, તે પહેલાં આ વિશેષાંક વિદ્યાર્થીઓને અભ્યાસક્રમોની પસંદગી માટે યોગ્ય માર્ગદર્શનરૂપ અને દિશાસૂચક બની રહે તેમ છે.

આ વિશેષાંકમાં એસ.એસ.સી. અને એચ.એસ.સી. પછી મળતા અભ્યાસક્રમો તથા સ્નાતક પછીના અભ્યાસક્રમોની વિસ્તૃત માહિતી આપવામાં આવી છે. કારકિર્દી-તજજ્ઞોના વિશેષ લેખો પણ આ અંકમાં પ્રસિદ્ધ કરાયા છે. કારકિર્દીની નવી ક્ષિતિજોની માહિતી પણ આ અંકમાં સમાવિષ્ટ તજજ્ઞોના ઉત્કૃષ્ટ લેખો દ્વારા આપવામાં આવી છે. આકર્ષક મુખપૃષ્ઠ સાથેના બે ભાગના આ અંકમાં કુલ્લ ૨૦૮ જેટલા પૃષ્ઠો છે. અંકની કિંમત માત્ર રૂા. ૨૦ રાખવામાં આવી છે. આ અંક જિલ્લા માહિતી કચેરી, બહુમાળી ભવનની સામે, ભુજ ખાતેથી મેળવી શકાશે.

## એરંડા વાયદાની વધઘટ

**રાજકોટ જૂન વાયદો**

| | |
|---|---|
| ખૂલી ૩૧૫૯.૦૦ | ઘટી ૩૧૩૪.૦૦ |
| વધી ૩૧૭૩.૦૦ | બંધ ૩૧૩૮.૦૦ |

**અમદાવાદ જૂને. વાયદો**

| | |
|---|---|
| ખૂલી ૩૧૧૫.૦૦ | ઘટી ૩૧૧૫.૦૦ |
| વધી ૩૧૧૫.૦૦ | બંધ ૩૧૧૫.૦૦ |

## ઉત્તર ગુજરાતના બજારભાવ

**હારીજ**

| | |
|---|---|
| રાયડો | ૩૪૧ થી ૪૩૧ |
| એરંડા | ૫૬૫ થી ૬૧૧ |
| જીરૂં | ૨૦૩૦ થી ૨૩૭૭ |
| બાજરી | ૧૭૦ થી ૨૦૭ |
| ઘઉં | ૨૨૦ થી ૩૪૭ |
| ગુવાર | ૪૨૦ થી ૪૩૯ |
| સુવા | ૭૦૦ થી ૮૮૫ |
| છાંછટિયો | ૩૩૮ |
| ચણા | ૩૮૫ થી ૪૨૩ |
| ઈસબગુલ | ૭૨૫ થી ૮૮૬ |
| કાલા | ૩૩૫ થી ૪૫૦ |
| મેથી | ૪૫૦ થી ૫૦૯ |

**ડીસા**

| | |
|---|---|
| રાયડો | ૪૦૫ થી ૪૩૮ |
| એરંડા | ૫૮૦ થી ૬૦૧ |
| બાજરી | ૧૮૬ થી ૨૦૮ |
| ઘઉં | ૨૨૪ થી ૩૬૨ |
| તમાકુ | ૩૨૫ થી ૬૦૦ |
| રાજગરો | ૪૦૦ થી ૫૩૧ |

**પાટણ**

| | |
|---|---|
| એરંડા | ૫૬૫ થી ૬૦૮ (૭૪૬૧) |
| ઘઉં | ૨૨૭ થી ૩૨૮ (૧૫૭૦) |
| બાજરી | ૧૮૫ થી ૨૧૨ (૧૯) |
| રાયડો | ૪૨૦ થી ૪૬૩ (૨૦૦૮) |
| જીરૂં | ૧૬૦૦ થી ૨૨૪૯ (૧૫૬) |
| વરિયાળી | ૭૫૦ થી ૧૪૫૮ (૭૦૨) |
| જુવાર | ૫૦૦ થી ૫૧૪ (૨૮) |
| બંટી | ૩૩૦ થી ૩૬૦ (૧૪) |
| મેથી | ૩૯૦ થી ૫૦૫ (૧૩૦) |
| કપાસ | ૪૫૦ થી ૬૯૬ (૫૬૪ મણ) |
| ઈસબગુલ | ૭૦૦ થી ૮૮૦ (૨૫) |

**ઊંઝા**

| | |
|---|---|
| જીરૂં | ૧૬૩૦ થી ૨૫૫૩ |
| વરિયાળી | ૭૦૦ થી ૨૩૪૫ |
| ઈસબગુલ | ૭૩૫ થી ૧૦૧૦ |
| રાયડો | ૪૧૧ થી ૫૦૦ |
| તલ | ૯૪૫ થી ૧૦૩૩ |
| સરસવ | ૪૧૫ થી ૪૬૧ |
| અસાળિયો | ૫૪૫ |
| મેથી | ૫૨૧ |
| એરંડા | ૫૮૦ થી ૬૦૪ |

**મહેસાણા**

| | |
|---|---|
| ઘઉં | ૨૧૦ થી ૩૩૧ |
| બાજરી | ૨૧૫ |
| જીરૂં | ૨૦૯૯ થી ૨૩૧૨ |
| વરિયાળી | ૯૪૬ થી ૧૪૨૦ |
| એરંડા | ૫૮૪ થી ૬૦૬ |
| સુવા | ૭૩૫ થી ૮૫૨ |
| ઈસબગુલ | ૭૩૨ થી ૮૩૩ |
| રાયડો | ૪૧૭ થી ૪૪૫ |
| અજમો | ૧૨૦૦ થી ૧૭૬૪ |

**પાલનપુર**

| | |
|---|---|
| ઘઉં | ૨૩૦ થી ૩૩૫ |
| બાજરી | ૨૧૧ થી ૨૧૮ |
| એરંડા | ૫૮૫ થી ૬૦૩ |
| રાયડો | ૪૨૧ થી ૪૪૬ |
| જીરૂં | ૨૦૪૦ થી ૨૦૭૦ |
| તલ | ૯૫૦ થી ૧૦૦૦ |
| મગ | ૧૩૫૦ થી ૧૩૫૪ |
| મેથી | ૫૩૫ થી ૫૪૦ |
| વરિયાળી | ૯૨૫ થી ૨૦૦૧ |
| ઈસબગુલ | ૭૦૦ થી ૮૭૦ |
| જુવાર | ૪૯૨ થી ૫૧૫ |

## વિદેશી હૂંડિયામણ

| | કરન્સી નોટ ખરીદ/વેચાણ | ટ્રાવેલર્સ ચેક ખરીદ/વેચાણ |
|---|---|---|
| ડોલર | ૪૩.૪૦/૪૫.૩૦ | ૪૩.૬૫/૪૫.૨૦ |
| પાઉન્ડ | ૬૫.૯૫/૬૯.૩૦ | ૬૬.૩૦/૬૯.૧૫ |

સૌ. : સ્ટેટ બેંક ઓફ ઇન્ડિયા, એન.આર.આઇ. બ્રાંચ, ભુજ.




કેન્દ્રીય વાણિજ્ય ઉદ્યોગ પ્રધાન આનંદ શર્માના હસ્તે ફિક્કી સોશિયો ઈકોનોમિક ડેવલપમેન્ટ ફાઉન્ડેશન (એસઈડીએફ) સીએસઆર એવોર્ડ સ્વીકારતા એમસીએક્સના એમડી અને સીઈઓ લેમન રુટેન.

# એમસીએક્સને ફિક્કીનો ૨૦૦૯ના વર્ષનો એસઈડીએફ સીએસઆર એવોર્ડ એનાયત

મુંબઇ, તા. ૪ : મલ્ટી કોમોડિટી એક્સચેંજ ઓફ ઇન્ડિયા લિ.ની ઇન્ડિયા પોસ્ટ સાથેની સંયુક્ત પહેલમાં ફ્લેગશિપ સીએસઆર પ્રોજેક્ટ ગ્રામીણ સુવિધા કેન્દ્ર (જીએસકે)ને ૨૦૦૯ માટેનો ફિક્કી સોશિયો ઈકોનોમિક ડેવલપમેન્ટ ફાઉન્ડેશન સીએસઆર એવોર્ડ એનાયત કરાયો છે.

જીએસકે પ્રોજેક્ટને એક્ઝેમ્પ્લરી 'ઇનોવેશન પ્રમોટિંગ સીએસઆર' શ્રેણીમાં આ બહુમાન પ્રાપ્ત થયું છે. આ એવોર્ડ કેન્દ્રીય વાણિજ્ય અને ઉદ્યોગપ્રધાન આનંદ શર્માના હસ્તે ફિક્કી હાઉસ ખાતે યોજાયેલા કાર્યક્રમમાં એમસીએક્સના એમડી અને સીઇઓ લેમન રુટેનને એનાયત કરાયો હતો.

જીએસકે જાહેર-ખાનગી ભાગીદારીનું આગવું ઉદાહરણ છે. જીએસકે એ દર્શાવે છે કે ગ્રામીણ ટપાલઘરો મારફત ખેડૂતોને હાજર અને વાયદાના ભાવનું પ્રસારણ કરવા ઇન્ડિયા પોસ્ટના વિશાળ નેટવર્કનો ઉપયોગ કઇ રીતે કરી શકાય અને એ દ્વારા બજારલક્ષી પાક લેવા, વેચવા અને વેરહાઉસિંગની વ્યૂહરચના અપનાવીને ખેડૂતોને શક્તિશાળી બનાવી શકાય. ખેડૂતો ઉચ્ચ ગુણવત્તાની ખેતીની કાચી સામગ્રી (જેમ કે બિયારણ, ખાતર અને જંતુનાશક)ની પ્રાપ્તિ માટે જીએસકેના કેન્દ્રોનો ઉપયોગ કરી શકે છે અને વાવેતર દરમ્યાન એ કાચી સામગ્રીના ઉપયોગની સલાહ પણ નિષ્ણાત પાસે લઇ શકે છે. જીએસકે પાંચ રાજ્યોના ૨૨૧૯ ગામોમાં ૨૨ કેન્દ્રો મારફત કામગીરી કરે છે અને ૩૫૮ બ્રાંચ પોસ્ટ ઓફિસો મારફત ૭૦૦૦ રજિસ્ટર્ડ ખેડૂત સભ્યોને લાભ પૂરો પાડે છે.

એવોર્ડ એનાયત કરવાના પ્રસંગે એમસીએક્સના એમડી અને સીઇઓ લેમન રુટેને જણાવ્યું હતું કે, 'એમસીએક્સ ગ્રામીણ વિકાસની સાતત્યશીલ અને વિસ્તૃત પ્રક્રિયાના નિર્માણના લક્ષ્ય સાથે બિઝનેસ ચાલિત સીએસઆર પ્રોજેક્ટોનો વિકાસ કરવા કાર્યક્ષેત્રમાં મજબૂત પરિસ્થિતિનો ઉપયોગ કરે છે. જીએસકે બજારની વ્યવસ્થા સાથે ભારતના ગામડાઓને સુસજ્જ તથા ખેડૂતોને શક્તિશાળી બનાવીને શહેરી અને ગ્રામ્ય વિસ્તારો વચ્ચેનું વિભાજન દૂર કરવાની એમસીએક્સની પહેલનું ઉદાહરણ છે.'



# અભ્યાસ સિવાયના જ્ઞાનથી જીવન ઘડતર અને શિક્ષણથી વિકાસ થાય

લોડાઇમાં પ્રેમનિવાસ સો. ડેવ. ટ્રસ્ટ દ્વારા યોજાયેલા સમર કેમ્પમાં મોટી સંખ્યાના છાત્રોએ જીવન ઘડતરના પાઠ ભણ્યા હતા તે પ્રસંગની તસવીર.

**લોડાઇ ખાતે 'પ્રેમનિવાસ' દ્વારા સમર કેમ્પ યોજી બાળકોમાં સંસ્કારસિંચન કરાયું**

ભુજ, તા. ૪ : તાલુકાના લોડાઇ ગામે સ્થાનિક ટ્રસ્ટ દ્વારા વિદ્યાર્થીઓને પરીક્ષા પછીના અવકાશ સમયે બાળકોને શિક્ષણ ઉપરાંત જીવન ઘડતર માટે પાયાનું જ્ઞાન અને સંસ્કાર મળી રહે તે માટે પંદર દિવસીય સમર કેમ્પનું આયોજન કરાયું હતું.

સમર કેમ્પના પૂર્ણાહુતિ પ્રસંગે અધ્યક્ષ સ્થાનેથી માનવ અધિકારપંચ જસ્ટિસ સેલ (કચ્છ)ના ડાયરેક્ટર ભગીરથ-સિંહ રાણાએ બાળકોના બાળ અધિકારોની ચર્ચા કરતાં બાળ મજૂરી પ્રતિબંધ, ભિક્ષાવૃત્તિ અટકાવવા જેવી બાબતોની સમજ આપી હતી. સંસ્થાના ડાયરેક્ટર સિસ્ટર અમલાએ બાળકોના હક્કો, ખાસ કરીને શિક્ષણ પર ભાર મૂકતાં કહ્યું હતું કે, શિક્ષણથી જ બાળકોનો સર્વાંગી વિકાસ શક્ય છે.

પ્રેમનિવાસ સોશિયલ ડેવલપમેન્ટ ટ્રસ્ટ આયોજિત આ કેમ્પમાં આજુબાજુના ખેંગારપર-ધરમપર, કોટાય, હબાય, ઝિંકડી, મોટાવરનોરા અને ચપરેડીના વિદ્યાર્થીઓ જોડાયા હતા. પ્રેમનિવાસની સામાજિક વિકાસની પ્રવૃત્તિઓમાં શિક્ષણને માધ્યમ બનાવવામાં આવ્યું છે, જેના ભાગરૂપે આજુબાજુના ગામોમાં કોચિંગ કલાસ પણ ચલાવાય છે. એવી રીતે દરરોજ અલગ-અલગ વિષયોના અનુભવી કાર્યકરો દ્વારા બાળકોના રસ-રુચિ અને ઉત્સાહને લક્ષમાં લઇ ગામેગામ જઇ માર્ગદર્શન આપી જ્ઞાનમાં વિશેષ વધારો કર્યો હતો.

પૂર્ણાહુતિ પ્રસંગે જયશ્રીબેન રાણાએ પંચાયતની સ્થાપનાથી આજ સુધીની સફરમાં ત્રિસ્તરીય પંચાયતી માળખાંની સમજ અને કામગીરી વિશે માર્ગદર્શન પૂરું પાડ્યું હતું. કાળાભાઇ મ્યાજર તથા કોટાયના ધનજીભાઇએ ઉપસ્થિત રહી પ્રેમનિવાસની કામગીરીને બિરદાવી હતી.

## કચ્છને નર્મદાના નીર પ્રશ્ને વચનો નહીં સપનું સાકાર કરો

માંડવી, તા. ૪ : કચ્છને નર્મદાના નીર પ્રશ્ને વચનો નહીં પણ પાણીનું સપનું સાકાર કરવા અનુરોધ કરાયો હતો.

કાળઝાળ ગરમી જ્યારે દેશને પજવી રહી છે ત્યારે કચ્છમાં તેનો પ્રકોપ વધુ હોય તે સ્વાભાવિક છે, પરંતુ તેવા સંજોગોમાં લોકોને પીવાનું પાણી પણ ન મળે ત્યારે લોકોની અકળામણ હિંસક બને તો જવાબદાર કોણ ? આવો વેધક પ્રશ્ન સરકાર સામે ઊઠાવી કચ્છના પૂર્વ ધારાસભ્ય જયકુમાર સંઘવી તથા માંડવીના પૂર્વ નગરપતિ અને નર્મદાના નીર પ્રશ્ને સતત અવાજ ઊઠાવનાર અજિત સાધુએ ગુજરાત સરકારની ઝાટકણી કાઢી હતી.

શ્રી સંઘવી તથા શ્રી સાધુએ કચ્છની પીવાનાં પાણીની વિકટ સમસ્યા અંગે જણાવ્યું હતું કે, સમગ્ર કચ્છ 'નોસોર્સ' વ્યાખ્યામાં આવે છે અને તેવા સંજોગોને ધ્યાને લઇને જ કચ્છના દરેક ગામડાં અને શહેરોને પીવા માટે નર્મદાનાં પાણી આપવા સરકારે વર્ષો પહેલાં જાહેરાત કરી છે પણ તેના અમલના નામે આજે પણ મોટું મીંડું છે. કચ્છ, હળવદ, માળિયા, ધાંગધ્રા કેનાલમાંથી માથાભારે તત્ત્વો ૬૦થી ૭૦ કરોડ લિટર પાણી ચોરી લે છે તેવું ખુદ પાણીપુરવઠા મંત્રીએ કબૂલ કર્યું છે. કચ્છમાં ઉદ્યોગોને લાવતાં પહેલાં સરકારે તેને પાણી કઇ રીતે આપવું તેનું કોઇ જ આયોજન કર્યું નથી. પરિણામે કચ્છનું પીવાનું નર્મદાનું પાણી ઉદ્યોગો પી જાય છે અને વધારાની જરૂરિયાત માટે કચ્છના ભૂગર્ભજળ ઉલેચે છે પરિણામે હવે કચ્છના ભૂગર્ભનાં પાણી પણ ખૂટ્યાં છે, બગડ્યાં છે યા તો ખારા થયાં છે જેનાં કારણે કચ્છની બોર આધારિત ખેતી પણ પડી ભાંગી છે.



ગાંધીધામમાં શ્રીમાળી સોની મિત્ર મંડળની મહિલા પાંખ યોજિત ધાર્મિક કાર્યક્રમો પ્રસંગે અગ્રણી મહિલાઓ.

## ગાંધીધામમાં શ્રીમાળી સોની મહિલા મંડળ દ્વારા ધાર્મિક કાર્યક્રમ

ગાંધીધામ, તા. ૪ : અહીંના શ્રીમાળી સોની મહિલા મંડળ દ્વારા વિવિધ ધાર્મિક કાર્યક્રમો યોજાયા હતા. આ પ્રસંગે અધિક માસ નિમિત્તે વૈભવી દીપકભાઇ માંડલિયાના મુખ્ય યજમાન પદે યોજાયેલી સત્યનારાયણની કથામાં અલ્પેશ મહારાજે ધાર્મિક પ્રસંગોનું મહત્ત્વ સમજાવી માનવ સેવાને પ્રાધાન્ય આપવા અનુરોધ કર્યો હતો. કથામાં ૧૪ યુગલો જોડાયા હતા.

મહિલા મંડળના પ્રમુખ હંસાબેન ઝિંઝુવાડિયાએ યુવાપેઢીને સંસ્કાર અને ધર્મનો વારસો આપવા અનુરોધ કર્યો હતો. આ પ્રસંગે ભજનકિર્તન વિ. પણ યોજાયા હતા. જેમાં શ્રીમાળી સોની મિત્રમંડળના પ્રમુખ વિનોદભાઇ પાટડિયા સહિત અગ્રણીઓએ ઉપસ્થિત રહી મહિલા મંડળની વિવિધ પ્રવૃત્તિઓને બિરદાવી હતી.

## રાયધણપરની પ્રાથમિક શાળાને 'વોટર ફિલ્ટર' પ્લાન્ટની ભેટ

રાયધણપર, તા. ૪ : ભુજ તાલુકાના આ ગામની પ્રાથમિક શાળાનાં બાળકોને શુદ્ધ પીવાનું પાણી મળી રહે તે માટે ગામ દાતા તરફથી 'ફિલ્ટર પ્લાન્ટ' અર્પિત કરાયો હતો.

હાલ ગાંધીધામ રહેતા અહીંના જબરદાનભાઇ ગઢવીએ આ પ્લાન્ટ માટે દાન આપવાની તત્પરતા બતાવતાં બાળકોના આરોગ્યજતન માટેની કામગીરીમાં સહજાનંદ રૂરલ ટ્રસ્ટ પણ સહભાગી બન્યું હતું. આ ફિલ્ટર પ્લાન્ટ અર્પણવિધિ પ્રસંગે મોટી સંખ્યામાં ગામલોકો ઉપસ્થિત રહ્યા હતા. શાળાના આચાર્ય નરશીભાઇ સોલંકીએ દાતા અને સહયોગી ટ્રસ્ટનો આભાર માન્યો હતો.

# રાપરમાં બાળમજૂરી વિરોધી પરિસંવાદમાં બાળકના શિક્ષણ અધિકાર પર ભાર મુકાયો

રાપર, તા. ૪ : અહીંની બ્રહ્મસમાજ વાડી ખાતે વિશ્વ બાળમજૂરી નાબૂદીદિન નિમિત્તે ભૂમિ અને ઘર અધિકાર સંગઠન અને સ્વસહાય જૂથ બહેનોના સંયુક્ત પ્રયાસોથી બાળમજૂરી વિરોધી પરિસંવાદ યોજાયો હતો.

કાર્યક્રમનો હેતુ સમજાવતાં પૂજાબેને કહ્યું હતું કે, ભણવા, રમવાની ઉંમરે બાળકને મજૂરીમાં જોતરાવું પડે તે બાબત દુ:ખદ છે. કાસ્પ સંસ્થાના ભરતભાઇએ જણાવ્યું હતું કે, બાળકને કમસેકમ પ્રાથમિક શિક્ષણ તો મળવું જ જોઇએ, તે બાળકનો અધિકાર છે.

ભૂમિ અધિકાર સંગઠનના કરમશી કારાએ સમાજ અને વાલીઓને જાગૃત થવા હાકલ કરતાં કહ્યું હતું કે, આપણી આજુબાજુ બાળમજૂરો દેખાય છે તે બાળકો શાળામાં હોવા જોઇએ. જ્યારે ધર્મેન્દ્રભાઇએ લોકોના વારસાગત ધંધા ભાંગતા જાય છે ત્યારે સરકારે રોજગારી પૂરી પાડવી જોઇએ જેથી બાળકો શાળાએ જઇ શકે તેવું જણાવ્યું હતું.

સ્વસહાય જૂથના મંડળે સાથે જોડાયેલી બહેનો બાળકોને શાળાએ મૂકશે તેને જ સહયોગ આપવા નક્કી કર્યું હતું. પરિસંવાદ બાદ આ અંગે મામલતદારને આવેદનપત્ર અપાયું હતું. રાપર તાલુકા કાનૂની શિક્ષણ સમિતિના સભ્ય અને ન્યાયાધીશ વતી એડવોકેટ દેવજીભાઇ મહેશ્વરીએ બાળશ્રમિકોના કાયદાની સમજ પૂરી પાડી હતી. એસ.એસ.પી. સંસ્થાના લક્ષ્મીબેન, લોક અધિકાર મંચના હરેશ રાઠોડ, જેસંગભાઇ વણકર, ધવલ ભાવસાર, દિવ્યરાજસિંહ વિગેરે ઉપસ્થિત રહ્યા હતા. સંચાલન મહેન્દ્ર મકવાણાએ કર્યું હતું.

## ભુજ નગર સેવા સદનના ચાર કર્મચારીઓ રક્ષિત જાહેર કરાયા

ભુજ, તા. ૪ : તાજેતરમાં ભુજ નગર સેવા સદનના ચાર જેટલા કર્મચારીઓને રક્ષિત જાહેર કરવામાં આવ્યા છે. ગાંધીધામ ખાતેના સમાધાન અધિકારી અને મદદનીશ શ્રમ આયુક્ત ભુજ નગર સેવા સદનને તેની લેખિતમાં પણ જાણ કરી દીધી છે. કચ્છ જિલ્લા મજદૂર વિકાસ મંચના પ્રમુખ અને ભુજ નગરપાલિકાના કર્મચારી આગેવાન દર્શક અંતાણી, હિતેન્દ્રસિંહ જાડેજા, કાનજી મહેશ્વરી અને બિપિન ઠક્કરને ઔદ્યોગિક વિવાદ અધિનિયમ ૧૯૪૭ની કલમ ૩૩(૪) ગુજરાત નિયમો ૧૯૬૬ના નિયમ ૬૬(૪) હેઠળ રક્ષિત કર્મચારી જાહેર કરવામાં આવ્યા છે. યાદીમાં જણાવ્યા મુજબ શ્રી અંતાણી કચ્છમાં છેલ્લા ઘણા વર્ષોથી રોજંદારો અને કાયમી કર્મચારીઓના પ્રશ્નો માટે લડત ચલાવી રહ્યા છે.



ગેબી મતિયાદેવના સ્થાનકે મેળા પ્રસંગે યોજાયેલી સંતવાણીમાં ઘોર કરતા ભાવિકો. (તસવીર : રમેશ રોશિયા)

# ગેબી મતિયાના મેળામાં ભાવિકો ઉમંગભેર ઉમટયા

દેવપર-ગઢ (તા. માંડવી), તા. ૪ : અબડાસા તાલુકાના ખીરસરા (વિંઝાણ) નજીક આવેલા મહેશપંથી મહેશ્વરી સમાજના આરાધ્યદેવ ગેબી મતિયાના ધર્મસ્થાનકે બે દિવસીય મેળા મહોત્સવ (ધર્મયાત્રા)નું આયોજન કરાયું હતું. સંતવાણી, ધર્મસભા, શોભાયાત્રા, ધ્વજારોહણ સહિતના કાર્યક્રમો સાથે મેળાની ધામધૂમથી ઉજવણી કરાઇ હતી.

પ્રારંભે કચ્છ જિલ્લા સામાજિક ન્યાય સમિતિના ચેરમેન ધનજીભાઇ હેંગણાના અધ્યક્ષસ્થાને યોજાયેલી ધર્મસભામાં ગામેગામથી ધર્મગુરુઓ, આગેવાનો અને પગપાળા ચાલીને આવેલા યાત્રિકો જોડાયા હતા. સમિતિ દ્વારા અનેક આગેવાનોનું સન્માન કરાયું હતું. ધર્મસભામાં ગત વર્ષે ધર્મધજાનો ચડાવો લેનાર જેઠાલાલ વેલજી બુચિયા અને ચાલુ સાલે સત્યકર્મ ચેરિટેબલ ટ્રસ્ટના પ્રમુખ કાનજીભાઇ રોલાનું વિશેષ સન્માન કરાયું હતું.

રાતભર નારાયણ ટી. મહેશ્વરીના સંગીત સંયોજનમાં ભજનો થયા હતા. જ્યારે કરણીદાન ગઢવીએ કચ્છના લોકસાહિત્ય સાથે ગરવી ગુજરાતના ઇતિહાસની ઝાંખી કરાવી હતી. સંતવાણીની તમામ આવક મંદિરના વિકાસાર્થે વાપરવાની જાહેરાત કરાઇ હતી. મેળામાં રમકડાં, કટલેરી અને ખાણી-પીણીના નાન-મોટા સ્ટોલનો સહેલાણીઓએ લાભ લીધો હતો. બીજા દિવસે ધામધૂમથી નીકળેલી શોભાયાત્રા બાદ મંદિરના શિખરે ધ્વજારોહણ કરાયું હતું. મેળા સમિતિના દેવજીભાઇ પિંગળસૂર, ગાંગજી ભરાડિયા, સામજી ફુફલ અને રામજી ચંદેએ આયોજન જ્યારે ખીરસરા -વિંઝાણના અનેક કાર્યકરોએ વ્યવસ્થા સંભાળી હતી. પૂજારી હીરજી દાદા માતંગના માર્ગદર્શન હેઠળ ધર્મપંથની વિધિ સંપન્ન કરાઇ હતી. ભુજના આશિષ મતિયાના સહયોગથી આખાયે કાર્યક્રમનું મોટા સ્ક્રીન સાથે લાઇવ ટેલિકાસ્ટ કરાયું હતું. સંચાલન લાલજી કટુઆએ જ્યારે આભારવિધિ મહેશ ફુફલે કરી હતી. મેળા સમિતિએ સમૂહપ્રસાદની વ્યવસ્થા કરી હતી.

# વિથોણના વાડી વિસ્તારમાં માંસ ભૂખ્યા શ્વાનોની ટોળીએ ત્રણ પશુને હણ્યા

**૧૫ પશુ ઉપર ત્રાટક્યા : લોકો-માલધારીઓ ભયભીત**

વિથોણ (તા. નખત્રાણા), તા. ૪ : આ ગામના વાડી વિસ્તારમાં પાછલા ૧૫ દિવસથી સંગઠિત શ્વાન ટુકડીએ હાહાકાર મચાવ્યો છે. પાંચ બકરા, બે પાડા અને ત્રણ વાછરડા સહિત ૧૧ પશુઓને ગંભીર રીતે તેમણે જખ્મી કર્યા છે. જેમાં ત્રણ પશુઓ મૃત્યુ પામ્યા છે.

ખૂંખાર બનેલી શ્વાન ટોળકીમાં પાંચ કૂતરાઓ બપોરના ભાગે અને ઢળતી રાત્રે આતંક મચાવી રહ્યા છે. માંસ ભૂખ્યા શ્વાનોએ પાંચ દિવસ અગાઉ એક નીલગાયના બચ્ચાનું મારણ પણ કર્યું હતું. વાડી વિસ્તારમાં સાંકળે બાંધેલા વાછરડા પર ઉપરાઉપરી હુમલા કરી જખ્મી કરે છે. પશુ જ્યારે નિ:સહાય બને ત્યારે તેને ફાડી ખાય છે. આ શ્વાનનો ભોગ માલધારીના ઘેટા બકરાં પણ બન્યા હોવાનું જણાવવામાં આવ્યું છે.

અત્યાર સુધી આ શ્વાન ટુકડીએ માણસ ઉપર ક્યારેય હુમલો કર્યો નથી. વધુ પડતા જખ્મી બનેલા બે પશુઓની હાલત નાજુક છે, જેમને ગળા અને પેટના ભાગમાં ઊંડા જખમ છે. ગામની ભાગોળે રહેતા અને ખૂબ જ શાંત જણાતા પાંચથી સાત શ્વાનો પશુઓને જોતાંની સાથે જ હિંસક બની જાય છે. એકલદોકલ પશુ ઉપર ચારેબાજુથી આક્રમણ કરે છે. ખેડૂતોના જણાવ્યા અનુસાર શ્વાનો બપોરના ભાગમાં ઠંડક મેળવવા વાડીઓમાં જાય છે, જ્યાં બપોરે માનવ કોલાહલ ન હોતાં પશુઓનો શિકાર કરે છે. શ્વાનોને પકડવા ખેડૂતોએ કીમિયા ગોઠવ્યા છે, પરંતુ હજી સુધી સફળ રહ્યા નથી. આ શ્વાનોનો ભય હવે લોકોમાં વ્યાપી ગયો છે. એકલદોકલ માણસ પણ શ્વાનની ટુકડીને જોતાં ભાગવા લાગે છે.

ખેડૂતોને પણ મૂંઝવણ થઇ છે કે, આ આતંકી શ્વાનને નાથવા કયા ખાતાને જાણ કરવી ? શ્વાન જંગલી નથી, જેથી જંગલખાતું કોઇ કાર્યવાહી કરી શકે તેમ નથી. જ્યારે સ્થાનિક પંચાયતમાં પણ શ્વાનની હેવાનિયત માટે કોઇ જોગવાઇ નથી.



ભુજમાં કચ્છ યુનિવર્સિટીના સંકુલમાં સ્વર્ણિમ ગુજરાતની ઉજવણીના ભાગરૂપે વૃક્ષમિત્ર સંસ્થાના સહયોગથી વૃક્ષારોપણનો કાર્યક્રમ યોજાયો હતો. કુલપતિ ડૉ. શશિરંજન યાદવ, કાઉન્સિલ સભ્ય શ્રવણસિંહ વાઘેલા, વૃક્ષમિત્રના સચિનભાઇ ઉપાધ્યાયના હસ્તે વૃક્ષારોપણ કરાયું ત્યારની તસવીર. આ પ્રસંગે યોજાયેલા કાર્યક્રમમાં યુનિ. સંકુલમાં પાંચ હજાર વૃક્ષોનું વાવેતર કરવાની જાહેરાત કરાઇ હતી.


કચ્છમિત્ર ડેવલોપર્સ કોર્નર

Reg.No. GUJ/RJT/62821

શિવ ડેવલોપર્સ આયોજીત સત્યમ પાર્ક

શિવ ડેવલોપર્સ

૧૧૪, ધવલ કોમર્શીયલ સેન્ટર, છઠ્ઠીબારી, ભુજ-કચ્છ ફોન : ૬૫૦૨૦૭

ચોંત્રીસમી મીટીંગના વિજેતામિત્રોને અભિનંદન

| | | | |
|---|---|---|---|
| 1460 | બજાજ ડિસ્કવર | સ્મિત સંજય છેડા - મુંબઈ | ફુલીબેન પટેલ |
| 988 | TVS અપાચે | અર્જુનભાઈ કરશનભાઈ વાઘેલા-મોરબી | ટી.એચ. શાહ |
| 1178 | કાયનેટીક ઝીંગ | હર્ષિતાબેન એસ. ચૌધરી-ગાંધીનગર | વિષ્ણુભાઈ |
| 637 | કલર ટીવી-૨૦" | હિનાબેન મગનલાલ પરમાર-ધાંગધ્રા | ટી.એચ. શાહ |
| 1112 | ફ્રિઝ-૧૬૫ લી. | વંશ રાજેશભાઈ-રાજકોટ | સી.કે. જેઠી |
| 1184 | વોશીંગ મશીન | ઈન્દ્રવદનભાઈ ભટ્ટ-રાજકોટ | જાગૃતિબેન |
| 534 | સોનાની વીટી | સાહિલ એમ. ખત્રી-અમદાવાદ | વિષ્ણુભાઈ |
| 1091 | સોનાની વીટી | ક્રિષ્ણા પ્રવીણભાઈ છાભૈયા-કોટડા(જ) | વિનોદ લિંબાણી |
| 130 | સોનાની વીટી | મંજુલાબેન પરમાર-મોરબી | પરબતભાઈ |
| 1327 | સોનાની વીટી | હિતેશ રવિલાલ રાવલ-અમદાવાદ | પરબતભાઈ |

ડી.વી.ડી. પ્લેયર : 328, 430, 789, 824, 847, 1202
નો. કલર મોબાઈલ : 409, 924, 938, 951, 969
ચાંદીનો ગ્લાસ : 97, 1063, 1019, 688, 465, 879, 645, 126, 350, 1420
મીક્સર ગ્રાઈન્ડર : 61, 158, 330, 612, 636, 1276, 1289, 1304, 1395, 1430
હેન્ડ બ્લેન્ડર : 426, 459, 605, 523, 134, 527, 1259, 531, 700, 1498

ભૂલચૂક ક્ષમ્ય ઈનામો ઓફિસેથી મેળવી લેવા.



**પશ્ચિમ ગુજરાત વીજ કંપની લિમિટેડ**
નલિયા ડિવિઝન
**ટેન્ડર નોટિસ નંબર–૫**

કચ્છમિત્ર તારીખ ૧૩-૦૪-૧૦ના પ્રસિદ્ધ થયેલ જાહેરાતમાં ટેન્ડર લેવાની છેલ્લી તારીખ ૦૭-૦૫-૧૦ અને ટેન્ડર રજિ. એ.ડી.થી પરત કરવાની તારીખ ૧૧-૦૫-૧૦ સુધી લંબાવવામાં આવેલ છે. બાકીની શરતો યથાવત રાખવામાં આવેલ છે.
કા. ઈ. નલિયા ડિવિઝન



**નખત્રાણા તાલુકાના ખેડૂત ખાતેદારો જોગ**

ઈ-રજિસ્ટ્રેશન યોજના અન્વયે નખત્રાણા તાલુકાના ખેડૂત ખાતેદારોના ફોટા અને અન્ય વિગતો કોમ્પ્યુટરમાં ફીડ કરવાની હોઇ નીચે જણાવેલ ગામના ખેડૂત ખાતેદારોએ જે તે સમયે અને સ્થળે ઉપસ્થિત રહેવું.

| તારીખ | ગામનું નામ | સ્થળ |
|---|---|---|
| ૭/૫/૨૦૧૦ | નખત્રાણા મોટા | પ્રાથમિક કન્યા શાળા |
| ૮/૫/૨૦૧૦ | નખત્રાણા મોટા | પ્રાથમિક કન્યા શાળા |
| | નખત્રાણા નાના | પ્રાથમિક શાળા |
| | બેરૂ | પ્રાથમિક શાળા |
| ૯/૫/૨૦૧૦ | રામપર રોહા | પ્રાથમિક શાળા |
| | નારાણપર રોહા | પ્રાથમિક શાળા |
| | જાડાય | પ્રાથમિક શાળા |
| | વ્યાર | પ્રાથમિક શાળા |
| | ઓલંગિયા | પ્રાથમિક શાળા, રામપર (રોહા) |

ખાતેદારોએ તેમની સાથે ફોટો આઇ.ડી. પ્રૂફમાં ડ્રાઈવિંગ લાયસન્સ / ચૂંટણીપંચનું કાર્ડ તેમજ એડ્રેસ આઇ.ડી. પ્રૂફ માટે લાઇટ બિલ / ટેલિફોન બિલ / પાસપોર્ટ / ડ્રાઈવિંગ લાયસન્સ વિગેરે લાવવાનું રહેશે.
વધુ વિગતો માટે સંબંધિત ગામના તલાટીશ્રીઓનો સંપર્ક સાધવા વિનંતી.
**મામલતદાર-નખત્રાણા**
નોંધ : નખત્રાણા તાલુકાના બાકીના ગામના ખાતેદારોએ તેમના ગામની તારીખ માટે તલાટીશ્રીનો સંપર્ક સાધવો.



**ગુજરાત એનર્જી ટ્રાન્સમિશન કોર્પોરેશન લિમિટેડ**
GETCO
**વિદ્યુત પુરવઠો બંધ રહેવા અંગે**

આથી અમારા માનવંતા વીજગ્રાહકોને જણાવવાનું કે ૬૬ કે.વી. મોથાળા-કોઠારા લાઇનમાં અગત્યનું સમારકામ કરવાનું હોવાથી નીચે જણાવેલ ૬૬ કે.વી. સબસ્ટેશનમાંથી નીકળતા તમામ ૧૧ કે.વી. ફીડરોને પાવર સપ્લાય મળી શકશે નહીં તેની નોંધ લેવી અને સહકાર આપવા વિનંતી.

| ક્રમ | ફીડરનું નામ | તારીખ | સમય |
|---|---|---|---|
| ૧. | ૬૬ કે.વી. કોઠારા એસ.એસ. અને નલિયા એસ.એસ. | ૬-૫-૧૦ અને ૮-૫-૧૦, ગુરુવાર, શનિવાર | ૦૭-૦૦થી ૧૩-૦૦ |

નિર્ધારિત કામ વહેલું પૂરું થયેથી વધારાની કોઈપણ નોટિસ આપ્યા સિવાય વીજપુરવઠો પુન: વહેતો કરવામાં આવશે. જેની સર્વે ગ્રાહકોએ નોંધ લેવી.
કાર્યપાલક ઈજનેર (પ્રવહન),
ટ્રાન્સમિશન ડિવિઝન, નખત્રાણા.



**પશ્ચિમ રેલવે**
(સર્વે એન્ડ કન્સ્ટ્રકશન) ટેન્ડર નોટિસ

ભારતના રાષ્ટ્રપતિ વતી ડે. ચીફ એન્જિનિયર (કન્સ્ટ્રકશન)-પીએન્ડડી, પશ્ચિમ રેલવે, ૨જો માળ, સ્ટેશન બિલ્ડીંગ, અમદાવાદ રેલવે સ્ટેશન, પો.ઓ. રેલવેપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૨ નીચે જણાવેલ કામો માટે નિયત ફોર્મમાં મહોરબંધ ટેન્ડર્સ આવકારે છે. ૧. ટેન્ડર નં. ડીવાય.સીઈ (સી)પીએન્ડડી/એડીઆઈ/એનસીએક્સ-૩૮/૦૮. ૨. કામનું નામ: વિરમગામ-સુરેન્દ્રનગર સેકશન વચ્ચે સૂચવેલ ડબલીંગ સાથે સંબંધિત કિ.મી. ૬૨૧/૧ થી ૬૨૨/૫ વચ્ચે એનસીએક્સ-૩૮ ખાતે બ્રિજ નં.૪૨-બી અને ૪૩નું કન્સ્ટ્રકશન. ૩. કામનો અંદાજીત ખર્ચ: રૂા. ૩૪૯.૮૪ લાખ. ૪. ટેન્ડર ફોર્મની કિંમત: (એ) ડાયરેક્ટ ખરીદી રૂા. ૧૦,૦૦૦.૦૦ પ્રતિ ડોક્યુમેન્ટ. (બી) પોસ્ટથી રૂા. ૧૦,૫૦૦.૦૦ ૫. ટેન્ડર ફોર્મ ઉપરોક્ત ઓફિસેથી તા. ૧૦.૦૫.૨૦૧૦થી તા. ૦૭.૦૬.૨૦૧૦ને ૧૩.૩૦ કલાક સુધીમાં કામકાજના કોઈપણ દિવસોમાં કામકાજના કલાકો દરમિયાન ખરીદી શકાશે. ટેન્ડર ફોર્મ પશ્ચિમ રેલવેની વેબસાઈટ www.wr.indianrail.gov.in પરથી પણ ડાઉનલોડ કરી શકાશે. ૬. જમા કરાવવાની અર્નેસ્ટમની: રૂા. ૩,૨૪,૯૨૦.૦૦. ૭. કામ પૂર્ણ કરવાની અવધિ: ૦૫ (પાંચ) મહિના ચોમાસા સહિત. ૮. સંપૂર્ણ રીતે ભરેલા ટેન્ડર ફોર્મ ડે.સીઈ/સી/પીએન્ડીની ઓફિસ, પશ્ચિમ રેલવે, રેલવેપુરા, અમદાવાદ-૦૨ અથવા એક્ઝિક્યુટિવ એન્જિનિયર (સી)ની ઓફિસ, કોઠી કમ્પાઉન્ડ, રાજકોટ-૦૧ ખાતે નક્કી કરેલ ટેન્ડર બોક્ષમાં તા. ૦૭-૦૬-૨૦૧૦ના ૧૭.૩૦ કલાક સુધીમાં જમા કરાવી શકાશે અથવા તા. ૦૭-૦૬-૨૦૧૦ના રોજ ૧૭.૩૦ કલાક સુધીમાં પોસ્ટ દ્વારા મોકલવા. ટેન્ડર બોક્ષ તા. ૦૭-૦૬-૨૦૧૦ના રોજ ૧૭.૩૦ કલાકે સીલ થઈ જશે અને તા.૦૮-૦૬-૨૦૧૦ ના રોજ ૧૫.૩૦ કલાકે ડે.સીઈ/સી/પીએન્ડીની ઓફિસ, પશ્ચિમ રેલવે, રેલવેપુરા, અમદાવાદ-૦૨ ખાતે ખોલાશે. જો સ્વીકારવાની/ખોલવાની છેલ્લી તારીખે અનિવાર્ય સંજોગોને લીધે બંધ/રજા જાહેર થાય તો ટેન્ડર તે પછીના કામકાજના દિવસે એ જ સમય મુજબ ઈસ્યુ થશે/સ્વીકારાશે/ખોલાશે. ૯. ટેન્ડરની સંપૂર્ણ વિગતો યોગ્યતાના માપદંડ સહિત પશ્ચિમ રેલવેની વેબસાઈટ www.wr.indianrail.gov.in અને ઉપરોક્ત ઓફિસના નોટિસ બોર્ડ પર ઉપલબ્ધ છે. જો કોઈપણ સ્પષ્ટતાની જરૂર જણાય તો ફર્મ ઉપરોક્ત ઓફિસે કામકાજના કલાકોમાં રૂબરૂમાં અથવા ઓફિસ ટેલિફોન નં. ૦૭૯-૨૨૧૪૩૮૬૩ ઉપર સંપર્ક કરી શકે છે. GOLDMINE/CPM-09

રેલવે અંગેની પૂછપરછ માટે ૧૩૯ ડાયલ કરો



**GIA આઈ.ટી.આઈ. માધાપર-કચ્છ**
**જાહેર હરાજી**

આથી રસ ધરાવતી પાર્ટીઓને જણાવવાનું કે, ઔદ્યોગિક તાલીમ સંસ્થા માધાપર, તા. ભુજ-કચ્છના ભંગાર (સ્કેપ) જે સ્થિતિમાં છે, જ્યાં છે ત્યાંથી બેવડી જાહેર હરાજી પદ્ધતિથી (બોલી અને ટેન્ડર) નિકાલ કરવાનો છે, જેની વિગત નીચે મુજબ છે.

| અનુ. નં. | લોટની વિગત | ટેન્ડર ફી રૂા. | બાનાની રકમ |
|---|---|---|---|
| ૧ | બેર કોપર વાયર | ૫૦/ | ૧૦૦૦/ |
| ૨ | ઈલેક્ટ્રીક વાયર ઈન્સ્યુલેટેડ (કોપર) | | |
| ૩ | એલ્યુમિનિયમ વાયર ઈન્સ્યુલેટેડ | | |
| ૪ | પીવીસી પાઈપ, બેકેલાઈટ, ઈલે. ચોક, બેટરી | | |
| ૫ | લોખંડ | | |
| ૬ | લાકડું | | |

રસ ધરાવતી પાર્ટીઓને ટેન્ડર જાહેર રજાના દિવસ સિવાય તારીખ ૫/૫/૧૦થી ૧૭/૫/૧૦ સુધી સવારના ૧૧-૦૦ કલાકથી સાંજના ૧૬-૦૦ કલાક દરમ્યાન રૂબરૂમાં મળી શકશે. ભંગારનો જથ્થો આઈ.ટી.આઈ. માધાપર ખાતે જોઈ શકાશે. ટેન્ડર સીલબંધ કવરમાં તા. ૧૮/૫/૧૦ના સાંજના ૧૬-૦૦ કલાક સુધી સ્વીકારવામાં આવશે. પોસ્ટ દ્વારા મેળવવા માટે પાર્ટીએ પોસ્ટ ખર્ચ પેટે રૂા. ૭૫/ MOથી અલગ ચૂકવવાના રહેશે. ટેન્ડરની શરતો ટેન્ડર સાથે અને હરાજીની શરતો હરાજી વખતે રૂબરૂ આપવામાં આવશે. ટેન્ડરથી આવેલ ભાવ તથા જાહેર હરાજીથી બોલીવાળા ભાવો પૈકી જે ભાવ વધારે હશે તે સ્વીકારવામાં આવશે. જાહેર હરાજીની તા. ૧૯/૫/૧૦ના રોજ સવારે ૧૧-૦૦ કલાકે સંસ્થામાં હાથ ધરાશે. આ ટેન્ડર અને જાહેર હરાજીના ભાવ સ્વીકારવા અંગે સંબંધિત સત્તા સંસ્થાના આચાર્યને રહેશે તે સર્વેને બંધનકર્તા રહેશે. (નામાનિ/કચ્છ-૩૦૩/૨૦૧૦)



**પશ્ચિમ ગુજરાત વીજ કંપની લિમિટેડ**
PGVCL
**વીજપુરવઠો બંધ રહેવાની નોટિસ**

આથી આદિપુર સબ ડિવિઝનના કાર્યક્ષેત્ર હેઠળ આવતા માનવંતા વીજગ્રાહકોને જણાવવાનું કે ૧૧ કે.વી. ફીડરોમાં જરૂરી સમારકામ માટે નીચે મુજબ તારીખે અને સમય અનુસાર વીજપુરવઠો બંધ રહેશે. કામ પૂર્ણ થયે બીજી સૂચના વગર વીજપુરવઠો કાર્યરત થશે. જેની ગ્રાહકોએ નોંધ લેવી.

| ક્રમ | ફીડરનું નામ | વિસ્તારનું નામ | તારીખ | સમય |
|---|---|---|---|---|
| ૧ | ૧૧ કે.વી. ડી.સી.-૫ ફીડર | ડી.સી.-૫, TDX ૮૦ બજાર, ૬૪ બજાર, વોર્ડ I-A, I-B, CDX, CAX, SAX, મણિનગર તથા નજીકના વિસ્તારો | ૦૬-૦૫-૧૦ | સવારે ૦૭.૦૦થી ૧૩.૦૦ |
| ૨ | ૧૧ કે.વી. આદિપુર ફીડર | વોર્ડ 5/A, 5/B, વોર્ડ 3/A, 3/B, SEX, CBX, CCX, SBX, SDB, વોર્ડ 2/B તથા નજીકના વિસ્તારો | ૦૭-૦૫-૧૦ | સવારે ૦૭.૦૦થી ૧૩.૦૦ |
| ૩ | ૧૧ કે.વી. સાધુ-વાસવાણી ફીડર | વોર્ડ 6/A, 6/B વોર્ડ 4/A, 4/B તથા નજીકના વિસ્તારો | ૦૮-૦૫-૧૦ | સવારે ૦૭.૦૦થી ૧૩.૦૦ |

નાયબ ઈજનેર
પી.જી.વી.સી.એલ., આદિપુર સ.ડિ.



"જળ એજ જીવન"
WASMO
**જાહેર–નિવિદા**

આથી રસ ધરાવતા અધિકૃત વિક્રેતાઓ પાસેથી નીચેની વિગતે સીલબંધ કવરોમાં ફકત રજીસ્ટર્ડ એ.ડી. પોસ્ટથી તા. ૧૩/૫/૨૦૧૦ સુધીમાં ચાલુ દિવસો એ કચેરી સમય દરમિયાન નીચેના સરનામે મળી જાય તે રીતે ભાવો મંગાવવામાં આવે છે.

| ક્રમ | માલસામાનની વિગત |
|---|---|
| ૧ | આઇ.એસ.આઇ. માર્ક ધરાવતી ૧૦,૦૦૦ લીટર ક્ષમતા ની એચ.ડી.પી.ઈ. ની ડબલ લેયર વાળી ટાંકી સપ્લાય કરવાનું કામ એફ.ઓ.આર. નારાયણ સરોવર, તા. લખપત–[illegible] નંગ તથા એફ.ઓ.આર. [illegible], તા. રાપર,–૬ નંગ. અંદાજિત જથ્થો: [illegible] નંગ, ભાવોનો એકમ: ૧ નંગ, બાનાની રકમ: રૂા.૬૦૦૦/– |
| ૨ | આઇ.એસ.આઇ. માર્ક ધરાવતી ૫૦૦ લીટર ક્ષમતા ની એચ.ડી.પી.ઈ.ની ડબલ લેયર વાળી ટાંકીમાં વાસ્મોનો લોગો તથા નીચે મુજબની જરૂરી એસેસરીઝ ફીટ કરી એફ.ઓ.આર. કચ્છ જિલ્લાના જરૂરીયાત મુજબ વિવિધ ગામની આંગણવાડી સુધી પહોંચતા કરવાનું કામ. ૧) ૧૫ મી.મી. ડાયા મીડીયમ ડ્યુટી જી.આઇ. પાઇપ–૩૦ સે.મી. ૨) ૧૫ મી.મી. ડાયા ક્રોમીયમ પ્લેટેડ હેવી નળ – ૧ નંગ ૩) ૧૫ મી.મી. ડાયા જી.આઇ. એલ્બો–૧ નંગ ૪) ૧૫ મી.મી. ડાયા જી.આઇ. નીપલ–૧ નંગ ૫) ૧૫ મી.મી. ડાયા જી.આઇ. ગન મેટલ સ્ટોપ વાલ્વ–૧ નંગ ૬) ૧૫ મી.મી. ડાયા બોલ વાલ્વ–૧ નંગ. અંદાજિત જથ્થો : ૧૨૦૫ નંગ, ભાવોનો એકમ : ૧ નંગ, બાનાની રકમ: રૂા.૩૧,૦૦૦/– |

નોંધ :
૧) એજન્સીઓએ ભાવો તથા બાનાની રકમ ક્રમ વાર દર્શાવેલ માલસામાન મુજબ અલગ–અલગ એફ.ડી.આર./ડી.ડી.ના રૂપમાં રાષ્ટ્રીયકૃત બેન્કની આપવાની રહેશે. જેની અવધિ ૩ માસ હોવી જોઇએ. બાનાની રકમ વગર ભાવો ધ્યાનમાં લેવામાં આવશે નહી.
૨) ઉપરોક્ત ભાવો બધા જ ટેકસ સાથેના અને વિગતમાં દર્શાવેલ એફ.ઓ.આર. સ્થળ સુધી પહોંચતા કરવાના રહેશે.
૩) વિક્રેતાઓએ ભાવ પત્રક સાથે ઉત્પાદકનું "ઓથોરાઇઝેશન સર્ટીફીકેટ" તથા "આઇ.એસ.આઇ. સર્ટીફીકેટ" સામેલ કરવાનું રહેશે. અન્યથા ભાવ પત્રક વિચારણા હેઠળ લેવામાં આવશે નહી.
૪) કોઇ પણ ભાવો સ્વિકારવા કે રદ કરવાની સત્તા વાસ્મો પાસે અબાધિત છે. જેના માટેના કોઈપણ કારણો આપવામાં આવશે નહી.
૫) શક્ય હશે તો સમય મર્યાદામાં આવેલ ભાવો હાજર રહેલ આસામીઓ વચ્ચે તા. ૧૪/૫/૨૦૧૦ના રોજ સવારે ૧૧:૩૦ કલાકે કચેરી મધ્યે ખોલવામાં આવશે.
ભાવો આપવાનું સ્થળ:
યુનિટ મેનેજરશ્રી,સી.એમ.એસ.યુ.–વાસ્મો, ધનરાજ બિલ્ડીંગ, પહેલો માળ, કોલેજ રોડ, ભુજ–કચ્છ.ફોન. ૦૨૮૩૨ ૨૨૬૮૭૦, ૨૨૩૪૩૭ (નામાનિ-કચ્છ-૩૦૪/૨૦૧૦)




**માથાં પર ટી-૨૦ ! :** ભારતીયોમાં ક્રિકેટ તરફ કેટલો લગાવ છે કે, કોલકાતાના હાવરામાં એક ક્રિકેટ રસિયાએ માથાં પર આમ ટી-૨૦ વર્લ્ડકપને 'કોતરાવ્યો' હતો !

**ખેલ સંસ્થાઓના વડાઓની મુદ્દત બાંધવા મુદ્દે**

# રમતગમત મંત્રી અને ભારતીય ઓલિમ્પિક સંઘ આમને-સામને

નવી દિલ્હી, તા. ૪ : રમત ગમત સંસ્થાઓના વડાઓની મુદ્દત બાંધવાના મુદ્દે ખેલમંત્રી અને ઇન્ડિયન ઓલિમ્પિક એસોસીએશન આમને-સામને આવી ગયા છે. રમતગમત પ્રધાન એમ.એસ. ગિલેટે જણાવ્યું હતું કે, તમામ રાજકીય પક્ષોએ મને કાર્યકાળ નક્કી કરવા અનુરોધ કર્યો હતો તો આઇ.ઓ.એ.એ. કહ્યું હતું કે, ખેલમંત્રાલયના પ્રયાસોથી દેશ પર પ્રતિબંધ સહિતના પરિણામો આવી શકે એમ છે. વિવિધ રાષ્ટ્રીય રમતગમત ફેડરેશન (એનએસએફ)ના વડાઓની તીખી પ્રતિક્રિયા અંગે આઘાત વ્યક્ત કરતાં ગિલે કહ્યું હતું કે, ૨૨ એપ્રિલે રાજ્ય સભામાં ચર્ચા થઇ હતી અને તમામ પક્ષોએ મને સમર્થન આપ્યું હતું. જો કે, એનાથી કોમનવેલ્થ રમતો પર કોઇ અસર નહીં થાય.

બીજી બાજુ આંતરરાષ્ટ્રીય ઓલિમ્પિક સમિતિ (આઇઓસી) અને ઓલિમ્પિક કાઉન્સિલ ઓફ એશિયા (ઓસીએ)ના સમર્થન પત્રથી જોશમાં આવી ગયેલા ભારતીય ઓલિમ્પિક સંઘે જણાવ્યું હતું કે, રમત સંસ્થાઓમાં કોઇનો હસ્તક્ષેપ હોવો જોઇએ નહીં અને કદાચ ઓલિમ્પિકના નિયમોનો ભંગ હોઇ શકે છે.

○ ગિલ કહે છે, રાજકીય પક્ષોએ વિનંતી કરી હતી
○ સંઘના મતે ઓલિમ્પિક પ્રતિબંધ આવી શકે

## આસિફને રમાડવાની તરફેણ કરતો અકરમ

સેંટ લુસિયા, તા. ૪ : ટી-૨૦ વર્લ્ડકપની પ્રથમ બે મેચમાં ઝડપી બોલર મોહમ્મદ આસિફને પાકિસ્તાની ટીમમાંથી બહાર રખાતાં વસિમ અકરમે આશ્ચર્ય વ્યકત કર્યું હતું. અકરમ માને છે કે, પાકિસ્તાને તેના બોલિંગ આક્રમણને મજબૂત બનાવવા આ ઝડપી બોલરની જરૂર છે. બાંગ્લાદેશ સામેની મેચમાં આસિફના સ્થાને ઝડપી બોલર મોહમ્મદ સામીનો સમાવેશ કરવામાં આવ્યો હતો. આ મેચમાં પાકિસ્તાનનો ૨૧ રને વિજય થયો હતો. ઓસ્ટ્રેલિયા સામેની મેચમાં પણ સામીને જ રમાડવામાં આવ્યો હતો જેમાં કાંગારુ ટીમનો ૩૪ રને વિજય થયો હતો.



ભુજ તાલુકા કાનૂની સેવા સમિતિના ઉપક્રમે માધાપર લોહાણા મહિલા મંડળના સહકારથી યોજાયેલા શિબિરના ઉદ્‌ઘાટન પ્રસંગે ઉપસ્થિત અગ્રણીઓ.

## સ્ત્રીભ્રૂણની હત્યા ક્રૂર કૃત્ય છે જેને અટકાવવું જ જોઇએ

**તા. કાનૂની સેવા સમિતિ દ્વારા માધાપરમાં કાનૂની શિક્ષણ શિબિરમાં સ્પષ્ટ મત દર્શાવાયો**

ભુજ, તા. ૪ : વિજ્ઞાનના વિકાસને પરિણામે બાળકીને દૂધપીતી કરવાને બદલે તેના ભ્રૂણની જ હત્યા કરવી એ એટલું જ ક્રૂર કૃત્ય છે, જે અટકવું જ જોઇએ એવો સ્પષ્ટ મત માધાપર ખાતે તાજેતરમાં ભુજ તાલુકા કાનૂની સેવા સમિતિ દ્વારા યોજાયેલી બેટી બચાવ તથા ઘરેલુ હિંસા જાગૃતિ શિબિરમાં વ્યક્ત કરાયો હતો.

માધાપર લોહાણા મહિલા મંડળના સહકારથી આયોજિત અને માધાપર લોહાણા મહાજન પ્રમુખ નરેન્દ્રભાઇ મિરાણીના અધ્યક્ષપદે યોજાયેલી શિબિરમાં આંતરરાષ્ટ્રીય માનવાધિકાર પંચના સામાજિક ન્યાય વિભાગના નિર્દેશક ભગીરથસિંહ રાણાએ સ્ત્રી ભ્રૂણહત્યાને ચિંતાજનક લેખાવી હતી.

ઘરેલુ હિંસાનો કાયદો-૨૦૦૫ વિશે વકીલ જે.બી. જોશીએ વિસ્તારપૂર્વક સમજ આપી હતી. શિબિરના મુખ્ય આયોજક સંસ્થાના સુપરિન્ટેન્ડેન્ટ અર્ચનાબેન આર. ઠક્કરે કહ્યું કે, ઘરેલુ હિંસા કાયદા તળે અરજી તાત્કાલિક ચલાવી બે માસની અંદર નિકાલ કરવાનો રહે છે. તેમણે મા-બાપ અને વરિષ્ઠ નાગરિકોના નિભાવ અને કલ્યાણનો કાયદો-૨૦૦૭ વિશે પણ સમજ આપી હતી.

માધાપર લોહાણા મહિલા મંડળ પ્રમુખ ભારતીબેન ઠક્કર, લોહાણા સમાજના અગ્રણી દિલીપ ભીંડે, ડૉ. એક્તાબેન ગોર અતિથિપદે હાજર રહ્યા હતા. સંચાલન તારાબેન પોપટે અને આભારદર્શન બીનાબેન દૈયાએ કર્યા હતા. જયંતીભાઇ દૈયા, કિશોર તન્ના સહિત ઉપસ્થિત લોકોએ શિબિર વિશે ઉત્સાહ દર્શાવ્યો હતો.




# જીતના જશનમાં ટીમ ઇન્ડિયા પ્રેક્ટિસ ભૂલી

બાર્બાડોસ, તા.૪ : ટીમ ઇન્ડિયા ટી-૨૦ વર્લ્ડકપના સુપર એઈટમાં વટભેર પહોંચ્યા બાદ રીલેક્સ મુડમાં કેરેબિયન ટાપુ પર મોજ-મસ્તીમાં મગ્ન છે. પણ તેની સુપર એઈટની રાહ આસાન નહીં હોય. આફ્રિકા સામે રવિવારે રૈનાની સદીથી જીત મેળવ્યા બાદ ધોનીસેના હજુ નેટ પ્રેક્ટિસમાં પાછી ફરી રહી નથી. બીસીસીઆઈની નાઈટ પાર્ટીની મનાઈ બાદ ભારતીય ક્રિકેટરો બાર્બાડોસના દરિયા કિનારા અને હરવા-ફરવાના રમણિય સ્થળો પર બિન્દાસ રીતે હરી-ફરી રહ્યા છે. તો કોઈ સ્વીમીંગ પૂલમાં તરવાની મજા માણી રહ્યા છે.

સુપર એઈટમાં કઈ ટીમ કોની સાથે ટકરાશે તેનું આખરી ચિત્ર તો આવતીકાલે સ્પષ્ટ થશે. પણ હાલની સ્થિતિએ સુપર એઈટના ભારતની ત્રણ મેચની ટકકરનો પહેલો મુકાબલો શ્રીલંકા સામે તા. છઠ્ઠીએ થશે. જે ભારતીય સમય અનુસાર રાત્રે ૧૧-૦૦ વાગ્યાથી રમાશે. ભારત ગ્રુપ 'સી'ની ટોચની અને શ્રીલંકા ગ્રુપ 'બી'ની બીજા નંબરની ટીમ રહેશે.

આ પછી ભારત તેની સુપર એઈટની બીજી મેચ તા. આઠમીએ લગભગ ઈંગ્લેન્ડ સામે હશે. આ મેચ પણ બાર્બાડોસમાં જ રમાશે. અને રાતે ૧૧-૦૦ વાગ્યાથી તેનો પ્રારંભ થશે. જો કે આ પહેલા ઈંગ્લેન્ડે આજે આયરલેન્ડને હાર આપવી પડશે. તો જ તેની સુપર એઈટમાં એન્ટ્રી થશે. સુપર એઈટની ભારતની અંતિમ લીગ મેચ તા. ૧૦મીએ લગભગ ઓસ્ટ્રેલિયા સામે સેન્ટ લુસિયા ખાતે રમાશે. જે સાંજે ૭-૦૦ વાગ્યાથી રમાશે.

**સુપર એઈટમાં ભારતની પહેલી ટક્કર શ્રીલંકા સામે ગુરુવારે થશે**

અંતિમ ચારમાં પહોંચવા ભારતે ઓછામાં ઓછી બે સુપર એઈટની મેચ જીતવી પડશે. ગત ટી-૨૦ વિશ્વકપના આ રાઉન્ડની તમામ ત્રણેય મેચ ભારત હારીને બહાર થઈ ગયું હતું. બે દિવસની મોજમજા બાદ ટીમ ઈન્ડિયાએ આજે સવારે નેટ પ્રેક્ટિસનો 'આનંદ' માણ્યો હોવાનું જાણવા મળે છે.

## આજે ઓસી-બાંગલાદેશ અને આફ્રિકા-અફઘાનની ટક્કર

બાર્બાડોઝ, તા. ૪ : આઈસીસી ટી-૨૦ વર્લ્ડકપની આવતીકાલે મજબૂત ઓસ્ટ્રેલિયા સામે બાંગલાદેશ ટકરાશે.

સ્પર્ધામાં ટકી રહેવા માટે બાંગલાદેશે મેચ ઊંચા રનરેટ સાથે જીતવી જરૂરી છે. શકીબ અલહસનના નેતૃત્વ હેઠળની બાંગલાદેશ ટીમનો પાકિસ્તાન સાથે પ્રારંભિક મેચમાં જ પરાજય થયો હતો. બાંગલાદેશનો આવતીકાલે મુખ્ય આધાર પૂર્વ સુકાની અશરફુલ અને ઓપનર તમિમ ઈકબાલ પર જ રહેશે. બોલિંગમાં મશર્ફ મોર્તઝા આક્રમણ સંભાળશે. બીજીબાજુ માઈકલ કલાર્કની નેતૃત્વ હેઠળની ઓસ્ટ્રેલિયન ટીમે પ્રારંભિક મેચમાં પાકિસ્તાનને આસાનીથી પરાજય આપ્યો હતો. ઓનર વોટસન, ડેવિડ હસીનો દેખાવ શાનદાર રહ્યો હતો. આ ઉપરાંત ઓપનર વોર્નટ માઈક હસીની ઉપસ્થિતિ ઓસ્ટ્રેલિયાની બેટિંગ મજબૂતાઈ દર્શાવે છે. મેચનું જીવંત પ્રસારણ સાંજે ૭ વાગ્યાથી કરાશે.

દરમ્યાન ભારત સામે પહેલી મેચમાં ૧૪ રને હારનો સામનો કરનાર દક્ષિણ આફ્રિકાની ટીમ સ્પર્ધામાં ટકી રહેવાના ઈરાદા સાથે આવતીકાલે 'બેબીટીમ' અફઘાનિસ્તાન સાથે ટકરાશે. ભારત સામે રમેલી ટીમમાં કોઈ ફેરફાર કર્યા વિના જ દક્ષિણ આફ્રિકા અફઘાનિસ્તાન સામે ઊતરે તેવી પૂરી શકયતા છે. અફઘાનિસ્તાનની ટીમ બિનઅનુભવી હોવા છતાં લડાયક છે ત્યારે દક્ષિણ આફ્રિકાને સાવચેત રહેવું જરૂરી તો છે. તે સાથે સાથે દક્ષિણ આફ્રિકાને વાતાવરણ પર પણ ભરોસો રાખવો પડશે. વરસાદ ગમે તે ટીમનું સમીકરણ બદલી શકે છે.

## વિન્ડિઝ સામે હાર બાદ હતાશ કોલિંગવૂડની ડકવર્થ લુઇસ નિયમમાં ફેરફારની માંગ

### ૧૯૨ના લક્ષ્ય સામે ૫.૫ ઓવરમાં ૬૦ રન કરીને કેરેબિયનો જીત્યા

ગુયાના તા. ૪ : ટ્વેન્ટી-૨૦ વર્લ્ડકપની અહીં રમાયેલી મેચમાં ૧૯૧ રનનો મોટો જુમલો ખડકવા છતાં ડકવર્થ લુઇસ નિયમ તળે ઇંગ્લેન્ડ જીતથી વંચિત રહ્યું હતું અને વરસાદના વિઘ્નને પગલે ૫.૫ ઓવરમાં બે વિકેટે ૬૦ રન કરનાર વેસ્ટ ઇન્ડિઝ વિજેતા જારી કરી દેવાતાં નારાજ અંગ્રેજ સુકાની પૌલ કોલિંગવૂડે ટ્વેન્ટી-૨૦ માટે ડકવર્થ લુઇસ નિયમો બદલવા માંગ કરી હતી.

આઠ વિકેટે પરાજય બાદ હતાશ કોલિંગવૂડે જણાવ્યું હતું કે, ક્રિકેટના આ સ્વરૂપમાં ડકવર્થ લુઇસ નિયમમાં સમસ્યા છે. તેમાં બદલાવની જરૂર છે.

પ્રથમ બેટિંગ કરતાં ઇંગ્લેન્ડે ૨૦ ઓવરમાં પાંચ વિકેટે ૧૯૧ રન બનાવ્યા હતા. જેમાં મોર્ગને ત્રણ ચોગ્ગા અને ત્રણ છગ્ગા સાથે ૩૫ બોલમાં ૫૫ રન કર્યા હતા. આ ઉપરાંત રાઇટે ૨૭ બોલમાં એક ચોગ્ગા અને ચાર છગ્ગા સાથે અણનમ ૪૫ રન કર્યા હતા. જીતવા માટેના જંગી લક્ષ્ય બાદ ખરાબ હવામાન વિલન બનતાં ડકવર્થ લુઇસનો ઉપયોગ કરવામાં આવ્યો હતો. જેથી વિન્ડિઝ સામે ૬ ઓવરમાં ૬૦ રનનો પડકાર આવ્યો હતો.



ડકવર્થ લુઇસ નિયમને પગલે વેસ્ટ ઇંડિઝને વિજેતા જાહેર કરાતાં નિરાશ ઇંગ્લેન્ડ કપ્તાન પૌલ કોલીંગવૂડ અને કોચ એન્ડી ફલાવર.

વિન્ડિઝે ૫.૫ ઓવરમાં બે વિકેટ ગુમાવીને ૬૦ રન કરી લીધા હતા. ક્રિસ ગેઇલે ૧૨ બોલમાં ૨૫ રન કર્યા હતા. જ્યારે ફ્લેચરે ૧૦ બોલમાં ૧૨ રન બનાવ્યા હતા. ડકવર્થ લુઇસના કારણે ઇંગ્લેન્ડની ટીમને ફટકો પડ્યો હતો. કારણ કે લક્ષ્ય ખૂબ જ મુશ્કેલ હોવા છતાં વિન્ડિઝને માત્ર ૬ ઓવર રમવાની તક આપવામાં આવી હતી. આ જીતની સાથે જ વિન્ડિઝ સુપર-૮માં પ્રવેશી ગયું હતું.

કોલિંગવુડે આ બારામાં કહ્યું હતું કે, મને વન-ડે મેચોમાં આ નિયમ સામે કોઇ વાંધો નથી પણ ટી-૨૦ની મેચો માટે આની સમીક્ષા થવી જોઈએ. જ્યારે તમારી ટીમ ૧૯૧ જેવો સ્કોર કરો ત્યારે ૯૫ ટકા મેચ જીતી લો પણ ગઈકાલે ડકવર્થ-લુઈસ પદ્ધતિએ પૂરું સમીકરણ બદલી નાખ્યું.

કોલિંગવૂડના આ વિરોધમાં હામાં હા મિલાવતાં વિન્ડિઝ સુકાની ક્રિસ ગેલે પણ કહ્યું હતું કે, ટી-૨૦ મેચો માટે આ નિયમ પર ધ્યાન આપવાની જરૂર છે. કોલિંગવૂડે જે કહ્યું તેનું હું સમર્થન કરું છું.

**સ્કોરબોર્ડ**

**ઈંગ્લેન્ડ :** લુમ્બ-બો. ગેઇલ-૨૮, કેસ વેટર-એલબી. બો. મિલર-૨૬, પીટરસન-કો. સરવન બો. સમ્મી-૨૪, કોલિંગવૂડ-બો. સમ્મી-૬, મોર્ગન-કો. પોલાર્ડ બો. બ્રેવો-૫૫, રાઇટ (અણનમ)-૪૫, બ્રેસનન (અણનમ)-૦, કુલ (૨૦ ઓવરમાં પાંચ વિકેટ)-૧૯૧.

**વિકેટ :** ૧/૩૬, ૨/૬૬, ૩/૮૧, ૪/૮૮, ૫/૧૮૩.

**બોલિંગ :** બેન : ૩-૦-૨૩-૦, રામપોલ : ૩-૦-૫૨-૦, ગેઇલ : ૧-૦-૧૧-૧, મિલર : ૪-૦-૨૯-૧, સમ્મી : ૪-૦-૨૨-૨, બ્રાવો : ૪-૦-૩૬-૧, પોલાર્ડ : ૧-૦-૧૬-૦.

**વિન્ડિઝ :** (ટાર્ગેટ ૬ ઓવરમાં ૬૦ રન) : ગેઇલ-કો. યાર્ડી બો. સ્વાન-૨૫, ચંદ્રપોલ (અણનમ)-૧૫, પોલાર્ડ-કો. કેસવેટર બો. સ્વાન-૦, ફ્લેચર (અણનમ)-૧૨, વધારાના-૮, કુલ (૫.૫ ઓવરમાં બે વિકેટે)-૬૦.

**વિકેટ :** ૧/૪૧, ૨/૪૨.

**બોલિંગ :** સાઇડબોટમ : ૧-૦-૧૫-૦, સ્વાન : ૨-૦-૨૪-૦, બ્રેસનન : ૧-૦-૭-૦, યાર્ડી : ૧-૦-૬-૦, બ્રોડ : ૦.૫-૦-૮-૦.



જાણીતી અભિનેત્રી અને સાંસદ હેમામાલિનીને રાગમાલાના ચિત્રોનું પુસ્તક આપતા નવીન સોની, પશ્ચાદભૂમાં તેમનું દોરેલું ચિત્ર નજરે પડે છે.

## ડ્રીમગર્લએ કચ્છી ચિત્રકાર પાસેથી 'ગંગાવતરણ' માંગ્યું

**મહારાષ્ટ્રની સુવર્ણજયંતી નિમિત્તે યોજાયેલા આર્ટ ફ્યુઝન શોમાં કચ્છી ચિત્રો છવાયાં**

ભુજ, તા. ૪ : તાજેતરમાં પડોશી રાજ્ય મહારાષ્ટ્રની સુવર્ણજયંતીના ઉપલક્ષ્યમાં યોજાયેલા આર્ટ ફ્યુઝન શો ૨૦૧૦માં જાણીતી ફિલ્મ અભિનેત્રી અને સાંસદ હેમામાલિનીએ કચ્છી ચિત્રકાર નવીન સોનીના ચિત્રો નિહાળી પ્રશંસા વ્યક્ત કરી હતી.

મુંબઇના નેહરુ સેન્ટરમાં તા. ૧લી મેથી શરૂ થયેલા આર્ટ ફ્યુઝન શો-૨૦૧૦નું ઉદ્‌ઘાટન 'ડ્રીમગર્લ' હેમામાલિનીએ કર્યું હતું. આ શોમાં ગુજરાત, મહારાષ્ટ્ર અને કર્ણાટક રાજ્યોના કલાકારોના પસંદગી પામેલા ચિત્રો પ્રદર્શિત કરવામાં આવ્યા હતા. આ રાજ્યોના કુલ્લ ૪૫૦ ચિત્રકારો પૈકી ૫૦ ચિત્રકારો પસંદ થયા હતા. જેમાં ગુજરાતના આઠથી દસ પૈકી કચ્છમાંથી નવીન સોનીના બે ચિત્રો પસંદગી પામ્યા હતા. હેમામાલિની આ બંને ચિત્ર જોઇ ઘણા પ્રભાવિત થયા હતા. તેમને શ્રી સોનીએ પોતાની રાગમાલા ચિત્રોની વાત કરતાં ઊંડાણપૂર્વક માહિતી આપી હતી. તેમણે પોતાના નવા બંગલા માટે શિવજી સાથે ગંગાવતરણનું ચિત્ર બનાવી આપવા પણ શ્રી સોનીને અનુરોધ કર્યો હતો. આ પ્રદર્શન તા. ૯મી મે સુધી ચાલશે.

અત્રે ઉલ્લેખનીય છે કે નવીન સોની આવા પ્રદર્શનમાં પસંદગી પામનાર પ્રથમ કચ્છી છે. તેમનું એક ચિત્ર સંસ્થા દ્વારા પ્રકાશિત બ્રોસરમાં સ્થાન પામ્યું છે.



## ૪૮ ટીમોને સાંકળતી આહીર નાઇટ ક્રિકેટ ટૂર્ના.માં મમુઆરા ટીમ વિજેતા

**ગુરુકૃપા-રતનાલ રનર્સઅપ : યુવા ક્રિકેટરને નોકરી અપાઇ**

ધાણેટી (તા. ભુજ), તા. ૪: આહીર સમાજનું યુવા સંગઠન મજબૂત કરવાના હેતુ સાથે ૪૮ ગામડાઓની ૪૮ ટીમોને સાંકળતી સતીશ મિનરલ્સ મમુઆરા આયોજિત અખિલ કચ્છ આહીર નાઇટ ક્રિકેટ ટુર્નામેન્ટની ફાઇનલ મેચમાં તીવ્ર રસાકસીના અંતે ગુરુકૃપા-રતનાલને હરાવી મમુઆરા ઇલેવન ચેમ્પિયન બની હતી.

ફાઇનલનો ઉદ્યોગપતિ વાલાભાઇ છાંગાએ ટોસ ઉછાળી પ્રારંભ કરાવ્યો હતો. ગુરુકૃપાએ ૧૫ ઓવરમાં વાલજી આહીરના ૬૧ રનની મદદથી ૧૪૪ રન નોંધાવ્યા હતા. મમુઆરાને છેલ્લી પાંચ ઓવરમાં ૮૫ રનની જરૂરિયાત હતી. ત્યારે બેટિંગમાં આવેલા હરેશ જાટિયાના તાબડતોબ ૧૬ દડામાં ૪૮ રન (૭ છગ્ગા) અણનમની મદદથી એક દડો બાકી હતો ત્યારે ૧૪૫ રન બનાવી લીધા હતા.

ઇનામ વિતરણ કાર્યક્રમમાં ગામના સરપંચ સતીશભાઇ છાંગાએ મેદાન વિકસાવવાની નેમ વ્યક્ત કરી હતી. તો હરિભાઇ જાટિયા (ચેરમેન એપીએમસી-ભુજ)એ આયોજકોને બિરદાવ્યા હતા અને રમતવીરોને જીવનમાં ખેલદિલી રાખવા શીખ આપી હતી. સતાપરના આહીર સમાજના આશાસ્પદ યુવાનોના માર્ગ અકસ્માતમાં થયેલ નિધન બદલ ઉપસ્થિતોએ અંજલિ આપી હતી. કન્વિનર લક્ષ્મણભાઇ વી. છાંગાએ આભારવિધિ કરી હતી.

મેન ઓફ ધી સિરીઝ નંદલાલ એ. (રતનાલ), બેસ્ટ બેટ્સમેન નરશી જાટિયા (મમુઆરા), બેસ્ટ બોલર અશોક ભીમજી (જય માતાજી મમુઆરા) ઇનામો અને ટ્રોફીઓ અગ્રણીઓના હસ્તે અપાયા હતા. ફાઇનલ મેન ઓફ ધી મેચ હરેશ જાટિયાને કુલ રૂા. ૧૦,૧૦૦ અને ટ્રોફી અપાઇ હતી. ફાઇનલ મેચમાં સારું પ્રદર્શન કરી મમુઆરાને વિજેતા બનાવનાર ૧૯ વર્ષીય યુવાન હરેશ જાટિયાને સમિતિના કન્વિનર લક્ષ્મણભાઇ વી. છાંગા (એલવીસી)એ પોતાની કંપનીમાં નોકરી આપી પ્રશંસનીય દાખલો બેસાડ્યો હતો. વિજેતા કપ્તાન વાલજી જાટિયાને દેવનાથ બાપુ (એકલ માતાજી-ભરુડિયા), સતીશભાઇ અને હરિભાઇના હસ્તે ચેમ્પિયન ટ્રોફી અને રૂા. ૨૧,૦૦૦ અપાયા હતા તો રનર્સઅપ કપ્તાનને વાલાભાઇના હસ્તે ટ્રોફી અને રૂા. ૧૧,૦૦૦ રોકડા અપાયા હતા.

ટુર્નામેન્ટમાં બે શતક લગાવનાર નરશી જાટિયા (મમુઆરા) અને લક્ષ્મણ આહીર (મોડસર) બંને ખેલાડીને અગિયારસો અગિયારસો રૂપિયા રોકડા અને પ્રમાણપત્ર અપાયા હતા.

આ પ્રસંગે ત્રિકમભાઇ આહીર (કમિશનર કેપીએલ), માવજીભાઇ જાટિયા (પ્રમુખ કચ્છ કિસાન સંઘ), વાલજી ગોપાલ આહીર (ઉપસરપંચ), કાનજી કરશન આહીર, જેશા રાણા આહીર, દત્તુ બીજલ આહીર વગેરે ઉપસ્થિત રહ્યા હતા.

ફાઇનલમાં અમ્પાયર દામજી આહીર, લક્ષ્મણ આહીર, કોમેન્ટેટર નવીન ગોસ્વામી, અશોક છાંગા, સ્કોરર નરશી આહીરે સેવાઓ આપી હતી. વાલજી વી. જાટિયા, અશ્વિન જાટિયા, રણછોડ છાંગા, રણછોડ કેરાસિયા વગેરેએ વ્યવસ્થા સંભાળી હતી.

સતીષ મિનરલ્સ-મમુઆરા આયોજિત અખિલ કચ્છ આહીર ક્રિકેટમાં વિજેતા કપ્તાનને ટ્રોફી આપતા દેવનાથજી બાપુ, વાલાભાઇ છાંગા, હરિભાઇ જાટિયા, સતીશભાઇ છાંગા, ત્રિકમભાઇ આહીર વગેરે પ્રથમ તસવીરમાં દેખાય છે. બીજી તસવીર ચેમ્પિયન ખેલાડીઓની છે. (તસવીર : વિક્રમ આહીર)

## વિન્ડિઝના વર્લ્ડકપમાં વરસાદ ક્રિકેટપ્રેમીઓની મજા બગાડે છે

**બે દિવસમાં ત્રણ મેચમાં વરસાદ વિલન બન્યો**

વેસ્ટ ઇન્ડિઝમાં ૨૦૦૭નો વન-ડે વર્લ્ડકપ ફલોપ શો સાબિત થયા બાદ ટ્વેન્ટી-૨૦ના વિશ્વકપમાં પણ વરસાદે ક્રિકેટપ્રેમીઓની મજા બગાડી નાખી છે.

સોમવારે શ્રીલંકા અને ઝિમ્બાબ્વે તેમજ વેસ્ટ ઇન્ડિઝ અને ઇંગ્લેન્ડની બંને મેચમાં વરસાદનું વિઘ્ન નડ્યું હતું. એમાંય વરસાદના વિલંબનો ગેરફાયદો ઇંગ્લેન્ડને થયો હતો જે જીતની સ્થિતિમાં હોવા છતાં ડકવર્થ લુઇસના નિયમ તળે હારેલું જાહેર કરવામાં આવ્યું હતું.

આજે પણ ન્યૂઝીલેન્ડ અને ઝિમ્બાબ્વેની મેચ દરમ્યાન વરસાદ વિલન સાબિત થયો હતો. ઝિમ્બાબ્વે ૮૪ રનમાં ઓલઆઉટ થયા બાદ કિવીઝે ૮.૧ ઓવરમાં ૩૬ રન કર્યા હતા ત્યારે જ વરસાદ પડ્યો હતો. ખાસ તો વરસાદ પડે એવે સમયે મેદાન પર કરાતી વ્યવસ્થા પણ બહુ નબળી છે.

૨૦૦૭ વિશ્વકપની ઘણી મેચોમાં વરસાદે રંગમાં ભંગ પાડ્યો હતો અને ઓસ્ટ્રેલિયા તથા શ્રીલંકાના ફાઇનલ જંગમાંય વર્ષાનું વિઘ્ન સર્જાયું હતું.

## સિદ્ધિને સલામ

### T.Y.B.A.(એક્સટર્નલ) યુનિ.માં પ્રથમ



**ભુજ :** કચ્છ યુનિવર્સિટી દ્વારા ગત માર્ચમાં લેવાયેલી તૃતીય વર્ષ બી.એ. (એક્સટર્નલ)ની પરીક્ષામાં ભુજના દર્શનાબેન મહેશચંદ્ર પંડ્યાએ મુખ્ય વિષય સંસ્કૃત સાથે કુલ્લ ૬૪૦ ગુણ મેળવી સમગ્ર યુનિ.માં એક્સટર્નલમાં પ્રથમ સ્થાન મેળવ્યું હતું.

### ચિત્ર સ્પર્ધામાં પ્રથમ



**ભુજ :** સ્વર્ણિમ ગુજરાતની ઉજવણીના ભાગરૂપે અહીંના નગર સેવા સદન દ્વારા હમીરસર તળાવ પાસે યોજેલી ચિત્ર સ્પર્ધામાં માતૃછાયા કન્યા વિદ્યાલયની વિદ્યાર્થિની મેઘના પી. ઠક્કર પ્રથમ ક્રમે આવતાં નગરપતિ દેવરાજ ગઢવીના હસ્તે રૂા. ૨૧૦૦નું રોકડ ઇનામ અપાયું હતું. આ સિદ્ધિ બદલ શાળા પરિવારે કુ. મેઘનાને બિરદાવી અભિનંદન પાઠવ્યા હતા.

## સંસ્થા સમાચાર

### ગાંધીધામ : સમસ્ત નાગર મંડળ



પ્રમુખ મંત્રી

**ગાંધીધામ :** સંસ્થાની તાજેતરમાં મળેલી સામાન્ય સભામાં વર્ષ ૨૦૧૦-૧૨ની બે વર્ષ માટેની કારોબારી સમિતિની સર્વાનુમતે વરણી થઇ હતી. પ્રમુખપદે વિદ્યુતભાઇ બૂચ, ઉપપ્રમુખ પદે સુનિલ કે. શુક્લ, મહામંત્રી : યશેષ એન. ધોળકિયા, સહમંત્રી : કેતન ખારોડ, ખજાનચી : નીરવ એસ. હાથી અને સદસ્યોમાં ભાર્ગવ એચ. ભટ્ટ, વીરેન્દ્ર વોરા, સંજય મહેતા, કલ્પેશ અંજારિયા, રામકૃષ્ણ મહેતા તથા અદ્વૈત અંજારિયાનો સમાવેશ થતો હતો.

### અખિલ કચ્છ યુવા માતંગ સભા



પ્રમુખ મંત્રી ખજાનચી

**ગાંધીધામ :** મુંદરાના લુણી ખાતે સભાનું આયોજન કરાયું હતું. જેમાં સભાના પ્રમુખ તરીકે પચાણ એ. માતંગ, ઉપપ્રમુખ : પ્રકાશ કે. માતંગ, મંત્રી : ધરમશી જે. માતંગ, ખજાનચી : નાગશી કે. માતંગ, કાનૂની સલાહકાર રાણશી ડી. માતંગ, જિતેન્દ્ર માતંગની નિમણૂક કરવામાં આવી હતી. આદિપુર, અંજાર, મુંદરા, કિડાણા, ભુજ, માંડવી, નલિયા, નખત્રાણા તથા ગાંધીધામના વિવિધ વિસ્તારોના ઉપપ્રમુખ અને સહમંત્રીઓની પણ નિમણૂક કરાઇ હતી.

### અપર કોર્ટસ પ્રેક્ટિશનર એસો.



પ્રમુખ મહામંત્રી

**ગાંધીધામ :** અહીંના અપર કોર્ટસ પ્રેક્ટિશનર એસોસિયેશનના વર્ષ ૨૦૧૦-૧૧ના હોદ્દેદારોની વરણી કરાઇ હતી જેમાં પ્રમુખ તરીકે એલ. જે. રામનાણી, ઉપપ્રમુખ : આર. એલ. નગવાડિયા, કુ. પૂજા એસ. બારમેડા, મહામંત્રી : અજમલ સોલંકી, સહમંત્રી : નરેશ વર્મા, કુ. સુનિતા આર. ઠાકુર અને ખજાનચી તરીકે એસ. બી. વાનખેડેની નિમણૂક કરવામાં આવી હતી.

## રાજકીય નિમણૂક

### લોક જનશક્તિ પાર્ટીના જિલ્લા મંત્રી વરાયા



**ભુજ :** લોક જનશક્તિ પાર્ટીના પ્રદેશ અધ્યક્ષના આદેશથી અહીંના મનીષ નરશીભાઇ ડાભીની જિલ્લાના મંત્રી પદે વરણી કરાઇ છે. આ વરણીને લો.જ.પા.ના અગ્રણીઓએ આવકારી હતી. શ્રી ડાભી કચ્છની અનેક સામાજિક સંસ્થાઓ સાથે સંકળાયેલા છે.

Digitially Archived by: www.realpatidar.com/library

2010-05-05 -Kutch Mitra -Sanatan Dharmma Bhali Jaav [389]



## તલવાણા ગામનું ગૌરવ



**જાડેજા રક્ષાબા (રિન્કુ) અરવિંદસિંહ**

કચ્છ યુનિવર્સિટી દ્વારા March 2010માં લેવાયેલ T.Y.B.A.ની પરીક્ષામાં અંગ્રેજી વિષય સાથે સમગ્ર કચ્છમાં ચોથા ક્રમે ઉત્તીર્ણ થવા બદલ ખૂબ ખૂબ અભિનંદન.

- જાડેજા અરવિંદસિંહ ધીરુભા (B.E. Civil) (પપ્પા)
- જાડેજા હંસાબા અરવિંદસિંહ (મમ્મી)
- સોઢા અભેસિંહ માધવસિંહ (નાના)
- સોઢા મનહરબા અભેસિંહ (નાની)
- જાડેજા રવિરાજસિંહ અરવિંદસિંહ (ભાઇ)

## અભિનંદન



**સોઢા છાયાબા બાબુભા (ભુજ)**

કચ્છ યુનિવર્સિટી દ્વારા March 2010માં લેવાયેલ T.Y.B.A.ની પરીક્ષામાં અંગ્રેજી વિષય સાથે સમગ્ર કચ્છ જિલ્લામાં પાંચમા ક્રમે ઉત્તીર્ણ થવા બદલ અભિનંદન.

- સોઢા બાબુભા ગાભુભા (પપ્પા) એકમભવન
- સોઢા દક્ષાબા બાબુભા (મમ્મી)
- સોઢા મેહુલરાજસિંહ બાબુભા (ભાઇ)
- સોઢા મહાવીરસિંહ બાબુભા (ભાઇ)

realpatidar.com

## લગ્નગ્રંથી થી જોડાયા છીએ





આથી અમો નીચે સહી કરનાર ધીરાવભાઇ હીરાજી (જાંગમ) મેઘવાર, રહે. રતડીયા, તા. ભુજ તથા કમળાબેન રામજીભાઇ ઘરવા, રહે. સિહોત તા. લખપત કચ્છ અમો બન્ને તા. ૩/૫/૧૦ ના રોજ અને ભુજ શહેર મધ્યે ધાર્મિક વિધિથી લગ્ન કરીને તેની નોંધણી સંબંધિત કચેરીએ કરાવેલ છે અમો બન્ને પુખ્ત ઉંમરના છીએ એકજ ધર્મના છીએ જેથી જાહેર જનતાએ તેમજ સંબંધિત પોલીસ સ્ટેશને આ બાબતે નોંધ લેવા વિનંતી છે.

L.H.T. OF ધીરાવ હીરાજી (જાંગમ) મેઘવાર
R.H.T. OF કમળાબેન રામજીભાઇ ઘરવા

## લગ્નગ્રંથિ થી જોડાયા છીએ.





આથી અમો નીચે સહી કરનારાઓ (૧) ચેતનગર કિશોરગર ગુંસાઇ, હિન્દુ ઉ.વ. ૨૨ આશરે, ધંધો : મજુરી, રહે. ગામ ગળપાદર, તા. ગાંધીધામ કચ્છવાળા તથા (૨) રાધિકા વા./ઓ. ચેતનગર ગુંસાઇ, તે જગદિશભાઇ પરમારની પુત્રી, ઉ.વ. ૧૮, રહે. ગળપાદર, તા. ગાંધીધામ-કચ્છ વાળાઓએ હિન્દુ વિધીથી તથા એક બીજાની પસંદગી થી તા. ૨૪-૩-૨૦૧૦ ના રોજ લગ્ન કરેલ છે, અને તેની નોંધણી લગ્ન નોંધણી અધિકારીશ્રી સમક્ષ અનુક્રમ નં. ૧૨૬, વોલ્યુમ નં. ૧ થી તા. ૨૯-૪-૨૦૧૦ ના રોજ ગાંધીધામ નગર સેવા સદનમાં કરાવેલ છે. જેની સર્વેએ નોંધ લેવી.

-ચેતનગર કિશોરગર ગુંસાઇ
-રાધીકા વા./ઓ. ચેતનગર ગુંસાઇ

**અમારી મારફતે :-**
એસ. એમ. ખંડિકા એન્ડ એસોસિએટ
હિતેશકુમાર બી. ભારદ્વાજ - એડવોકેટ, ગાંધીધામ

## હાર્દિક અભિનંદન



આદિપુરની સેન્ટ ઝેવિયર્સ-શાળામાંથી U.S. સ્પેશ એન્ડ રોકેટ સેન્ટર NASA જવા પસંદગી થતાં આપ તા. ૬-૫-૧૦ના અમેરિકા જઇ રહ્યા છો ત્યારે ખૂબ ખૂબ અભિનંદન સાથે ઉત્તરોત્તર પ્રગતિ કરતા રહો તેવા શુભાશિષ.

**રૂપારેલ રિયા ભરતભાઇ-આદિપુર**

- પૂજારા રૂક્ષ્મણીબેન પ્રાણલાલભાઇ (નાની-નાના) આદિપુર
- ઠક્કર દમયંતીબેન હસમુખભાઇ (માસી-માસા) રાપર
- ઠક્કર જયશ્રીબેન રાજેશભાઇ (મામી-મામા) આદિપુર
- ખંડોલ કુસુમબેન હિતેશભાઇ (માસી-માસા) સુરત
- એન્જલ હિતેશભાઇ ખંડોલ - સુરત

## શ્રી કચ્છ રાજપૂત (ક્ષત્રિય) સભા સંચાલિત કન્યા છાત્રાલય

સંસ્થા દ્વારા કચ્છમાં વસતા રાજપૂત (ક્ષત્રિય) ઓની દીકરીઓ માટે કન્યા છાત્રાલયની કામચલાઉ ધોરણે જગ્યાની વ્યવસ્થા થઇ ગયેલ હોઇ, **આગામી સત્ર તા. ૧.૬.૨૦૧૦** થી છાત્રાલય શરૂ કરવામાં આવશે. જેથી જે દીકરીઓને એડમીશન મેળવવું હોય તો તેઓને **તા. ૭.૫.૨૦૧૦** થી નીચે જણાવેલ વ્યકિતઓ પાસેથી એડમીશન ફોર્મ મેળવી, **તા. ૧૫.૫.૨૦૧૦** સુધીમાં પરત આપવાના રહેશે. ત્યારબાદ પ્રવેશ પ્રક્રિયા હાથ ધરવામાં આવશે.

- **શ્રી પરાક્રમસિંહ એ. જાડેજા** મો : ૯૮૨૫૨ ૨૯૫૫૧
- **શ્રી દશરથસિંહ કે. ઝાલા** મો : ૯૮૨૫૭ ૯૭૮૨૫
- **શ્રીમતી ચેતનાબા પી. જાડેજા.** મો : ૯૮૨૫૫ ૮૧૫૦૧

ફોન : ૦૨૮૩૨ ૨૫૩૧૦૭

**પી.સી.જાડેજા** મંત્રી — **જોરાવરસિંહજી રાઠોડ** પ્રમુખ

**શ્રી કચ્છ રાજપૂત (ક્ષત્રિય) સભા, ભુજ**

## ચાલો પીપર — શ્રી મોકસિંહ મતિયા દાદા નૂતન મંદિર

॥ શ્રી ગણેશાય નમઃ ॥ ॥ શ્રી મોકસિંહ મતિયા દાદા ॥

### પ્રાણ-પ્રતિષ્ઠા મહોત્સવ

સહર્ષ જણાવવાનું કે, મહેશપંથી મહેશ્વરી સમાજના આરાધ્ય દેવ ગુડથરવાળા મતિયાદેવના જયેષ્ઠ પુત્ર પૂજ્ય શ્રી મોકસિંહ મતિયા દાદાના નૂતન મંદિરે પ્રાણ-પ્રતિષ્ઠા મહોત્સવનું ભવ્ય આયોજન કરેલ હોઇ આ પ્રસંગે પધારવા ભાવભર્યું નિમંત્રણ.

**તા. ૬/૫/૨૦૧૦, ગુરૂવાર, અધિક વૈશાખ વદ-૮ (આઠમ)**

કાર્યક્રમ : • સાંજે ૪ કલાકે : સામૈયું • સાંજે ૬ કલાકે : દર્શનપૂજા • સાંજે ૭ કલાકે : સમૂહપ્રસાદ • રાત્રે ૧૦ કલાકે : જ્ઞાન કથન (વક્તા : શ્રી કરશનભાઇ કોચરા અને શ્રી નારાણભાઇ દેવરીયા)

આર્શિવચન : • પ.પૂ.પીર શ્રી મેઘજીદાદા લાલણ • પ.પૂ. શ્રી વીરજીદાદા માતંગ

**તા. ૭/૫/૨૦૧૦, શુક્રવાર, અધિક વૈશાખ વદ-૯ (નોમ)**

સવારે ૭ કલાકે ધ્વજારોહણ

અતિથિવિશેષ

- માન. શ્રીમતી પૂનમબેન જાટ (સાંસદશ્રી, કચ્છ)
- માન. શ્રી જયંતીભાઇ ભાનુશાલી (ધારાસભ્યશ્રી, અબડાસા)
- માન. શ્રી રમેશભાઇ મહેશ્વરી (ધારાસભ્યશ્રી, મુન્દ્રા)
- માન. શ્રી ધનજીભાઇ હેંગણા (ચેરમેનશ્રી, જિ.સા.ન્યાય સમિતિ)
- માન. શ્રી વાલજીભાઇ દનિચા (માજી ધારાસભ્યશ્રી, મુન્દ્રા)
- માન. શ્રી ગોપાલભાઇ ધુઆ (માજી ધારાસભ્યશ્રી, મુન્દ્રા)
- માન. શ્રી રામજીભાઇ ધેડા (લોકસભા પ્રતિનિધિ, ભાજપ)
- માન. શ્રીમતી અનિતાબેન શાહ (પ્રમુખશ્રી, તા.પં.લખપત)
- માન. શ્રી આગાખાન સાવલાણી (પ્રમુખશ્રી, લખપત કોંગ્રેસ સમિતિ)
- માન. શ્રી જત દાઉદ સાલે (સરપંચશ્રી, પીપર જૂથ ગ્રા.પં.)

**સ્થળ : શ્રી મોકસિંહ મતિયાદેવ મંદિર, પીપર, તા.લખપત**

: નિમંત્રક :
શ્રી કાનજીભાઇ ચુંઇયા (પ્રમુખ) • શ્રી ગોપાલભાઇ માતંગ (મંત્રી)
શ્રી મોકસિંહ મતિયાદેવ નવનિર્માણ સમિતિ-પીપર

# વાંકુમાં સરકારી ૧૫ એકર જમીન ગેરકાયદે વેચી નખાયાનો આક્ષેપ

ભુજ, તા. ૪ : અબડાસાના વાંકુ ગામની સરકારી ૧૫ એકર જમીન ગામના માજી સરપંચ અને તેમના મળતિયાઓએ દસ્તાવેજ બનાવી ગેરકાયદે રીતે વેચી નાખી હોવાનો આક્ષેપ ગ્રામ પંચાયતે કર્યો છે. સાથોસાથ પંચાયતે ગામને લગતા અન્ય કેટલાક મુદ્દાની પણ ફરિયાદ કરી છે.

વાંકુ ગ્રામ પંચાયત વતી સરપંચ ગોડજી વિજયરાજજી જાડેજાએ કલેક્ટર અને જિલ્લા વિકાસ અધિકારીને આ લેખિત ફરિયાદ કરવા ઉપરાંત એક યાદીમાં જણાવ્યું હતું કે, ગામની સરકારી જમીન સર્વે નં. ૫૦૩ પૈકી ૫૪૯/૧ તથા ૫૦૧ની ૧૫ એકર જમીન ગામના માજી સરપંચે વેચી નાખી છે. આના આધાર તરીકે જમીન વેચાણનો દસ્તાવેજ પણ વર્તમાન સરપંચે રજૂ કર્યો હતો.

યાદીમાં વધુમાં એવી પણ ફરિયાદ કરાઇ હતી કે, ગામના અમુક તત્ત્વો શાંતિને ડહોળવાનો પ્રયાસ કરી રહ્યા છે. બપોર પછી બજારમાં

**ગ્રામ પંચાયતે કલેક્ટર સમક્ષ કરેલી રજૂઆત**

ખુલ્લેઆમ જુગાર રમાય છે. ભયનું વાતાવરણ ઊભું કરાય છે. ગામમાં પોલીસ ચોકિયાતોનો બંદોબસ્ત જરૂરી ગણાવાયો છે. આ ઉપરાંત ગામમાં સરકારી જમીન ઉપર બોર કરી પિયત થાય છે, તો ગામમાં નખાયેલો ખાનગી કંપનીનો મોબાઇલ ટાવર નુકસાનકર્તા છે, તેવી ફરિયાદો પણ સરપંચે કરી હતી.

## વૈદ્ય પી. કે. સાબ

**હરસ મસા-ભગંદર-ફીશર**
**ઓપરેશન વિના સફળ સારવાર**
૧૪, પ્રભુદર્શન એપાર્ટમેન્ટ, મહાદેવ ગેઇટની બાજુમાં, ભુજ.
મો. 94264 52578

ગાંધીધામમાં દર બુધવારે સાંજે ૪થી૮
સન મેડીકલ સ્ટોર્સ ફોન : ૨૨૨૪૪૯

## હાર્દિક અભિનંદન



**ખેતાજી લાધાજી સોઢા**
(ઝુરા કેમ્પ) A.S.I. A.C.B.-ભુજ

આપશ્રીની ઉપરોક્ત હોદ્દા પર નિમણૂંક થવા બદલ અમારા સૌના ખૂબ ખૂબ અભિનંદન. સમાજ ક્ષેત્રે, દેશ ક્ષેત્રે તેમજ પરિવારનું ગૌરવ વધારો તેવી અભિલાષા..

**સુરતાજી મકાજી સોઢા**
તથા સમસ્ત પરિવાર (ઝુરા કેમ્પ-ભુજ)

## જાહેર અપીલ

**ભુજ તાલુકાના નારાણપર (પસાયતી) ગ્રામ પંચાયત સભામાં લેવાયેલ નિર્ણય અનુસાર**

પંચાયત દ્વારા પૂરી પડાતી સુવિધા વોટર સપ્લાય જોડાણ તથા ડ્રેનેજ (ગટર) લાઇન જોડાણ કામે નિયત કરાયેલ ચાર્જની રકમ ભર્યાની રસીદ (ઝેરોક્ષ નકલ આપી) પંચાયત કચેરીએ એક માસમાં ખરાઇ કરાવી કનેકશનો રેગ્યુલર કરાવી લેવા આ સિવાયના પરબારે લેવાયેલ જોડાણો (કનેકશનો) અન-અધિકૃત ગણી તા. ૧/૬/૨૦૧૦ થી જોડાણ બંધ કરવાની કાર્યવાહી હાથ ધરવામાં આવશે જેની આથી સર્વેએ નોંધ લેવી.

સ્વચ્છ ગુજરાત - નિર્મળ ગામ અંતર્ગત ગ્રામજનોના તંદુરસ્ત આરોગ્ય અર્થે ઘર-શેરી-મહોલ્લા, જાહેર રસ્તા-ગલ્લા પાસે, ગામમાં સફાઇ રાખી પંચાયતના કાર્યોમાં સર્વે સહભાગી બની સ્વર્ણિમ સંકલ્પ સાકાર કરીએ.

**શીવજી વાલજી પીંડોરીયા** સરપંચ — **સુરેશભાઇ જોષી** ઉપ સરપંચ — **કિશોરભાઇ રાઠોડ** તલાટી સહમંત્રી

તેમજ નારાણપર (પસાયતી) ગ્રામ પંચાયત સર્વે સદસ્યો

## એડમિશન ચાલુ છે

**પ્રેમનિવાસ સોશ્યલ ડેવલપમેન્ટ ટ્રસ્ટ-લોડાઇ**
ખેંગારપર રોડ, તા.ભુજ
ફોન : (૦૨૮૦૮) ૨૮૭૩૫૩-૫૪, મો. ૯૭૨૬૫ ૨૪૪૫૩

સંચાલિત
**સેન્ટ જોસેફ ઇંગ્લીશ મિડિયમ સ્કૂલ અને લીટલ ફ્લાવર હોસ્ટેલ (કુમાર-કન્યા)**

૨૦૦૩ ની સ્થાપના તારીખ થી આજ સુધી ઉત્તરોત્તર પ્રગતિના પંથે

**L.K.G. / U.K.G. અને ધો-૧ થી ૮**

શૈક્ષણિક સુવિધાઓ
- અદ્યતન સુવિધાવાળુ સ્કૂલ બિલ્ડીંગ
- રમત-ગમત માટે વિશાળ મેદાન-બાલ ક્રિડાગણ
- લાયબ્રેરી • કોમ્પ્યુટર લેબ • સાયન્સ લેબ
- વિષયવાર નિષ્ણાંત શિક્ષકો • કુદરતી વાતાવરણ

સામાન્ય કરતાં ફી ના ઓછા દર તેમજ વિદ્યાર્થીઓ વચ્ચે શૈક્ષણિક હરિફાઇ
દર વર્ષે વિદ્યાર્થીઓની સંખ્યામાં વધારો તેમજ શૈક્ષણિક કાર્યક્ષમતામાં પણ વધારો

**લીટલ ફ્લાવર હોસ્ટેલ (કુમાર-કન્યા માટે)**
- અલગ અલગ રહેઠાણ (દરેક વિદ્યાર્થી માટે અલગ બેડ)
- સુવિધાયુક્ત ભોજનાલય • કુમાર-કન્યા માટે અલગ બાથરૂમ, સંડાસની સુવિધા
- પ્રાથમિક આરોગ્ય કેન્દ્ર (દર અઠવાડિયે બે વાર વિદ્યાર્થી ચેક-અપ)
- પ્રાર્થના હોલ, સુશોભન હોલ • ગૃહપતિ તથા ગૃહમાતા
- આયાની સુવિધા (દર દસ વિદ્યાર્થીએ એક આયા) • ટ્યુશન વ્યવસ્થા (સવારે-સાંજે)

## શ્રી વાગડ કલા કેન્દ્ર - મુંબઇ દ્વારા

**૨૧મો રાહતના દરે મેડિકલ અને સર્જિકલ કેમ્પ**

**રવિવાર, તા. ૦૯/૦૫/૨૦૧૦**

(સંસ્થાએ માન્ય રાખેલ જરૂરિયાતમંદો માટે ફ્રી)

શ્રી વાગડ કલા કેન્દ્ર-મુંબઇ દ્વારા આયોજિત કેમ્પમાં નીચે મુજબના ઓપરેશનો થશે.

- **યુરોલોજી** — કિડનીમાં પથરીના ઓપરેશન
- **કાન-નાક-ગળું** — દરેક જાતના ઓપરેશન
- **પ્લાસ્ટિક સર્જરી** — દરેક જાતની પ્લાસ્ટિક સર્જરી
- **પીડિયાટ્રિક સર્જરી** — નાના બાળકોના ઓપરેશનો

મુંબઇના નિષ્ણાત ડોકટરો સારવાર અને ઓપરેશન કરશે.
આ કેમ્પમાં લાભ લેવા ઇચ્છતા દર્દીઓએ અગાઉથી હોસ્પિટલના ડોકટરની પાસે તપાસ કરાવી ઓપરેશન માટેના રિપોર્ટ સાથે ફાઇલ તૈયાર કરાવવી.
ઓપરેશન માટે નક્કી થયેલ દર્દીએ તા. ૦૭-૦૫-૧૦ના શુક્રવારે દાખલ થવાનું રહેશે.
અગાઉથી ટોકન ડિપોઝિટ ભરવાની રહેશે પછી જ દર્દીના ઓપરેશન માટે રજિસ્ટ્રેશન થશે.
તા. ૦૯/૦૫/૨૦૧૦, રવિવારે ઓપરેશન થશે.
(ફક્ત રજિસ્ટ્રેશન કરાવેલ દર્દીઓના જ ઓપરેશન કરવામાં આવશે)
કાન-નાક-ગળાના દર્દીઓને ગુરુવારે, સવારે ૯થી ૧૦ સુધીમાં કાન-નાક-ગળાના સર્જન પાસે તપાસ કરાવી ઓપરેશન માટે એપોઇન્ટમેન્ટ લેવી.
તે ઉપરાંત ENT હરસ-મસા-ભગંદર, તથા ફિઝિશિયન દ્વારા તપાસ તા. ૦૯/૦૫/૨૦૧૦, રવિવારના રોજ સવારે ૯ થી ૧૨ દરમ્યાન થશે. જેમાં ઓપરેશનલાયક દર્દીઓના ઓપરેશન કરવામાં આવશે.
આ કેમ્પના બધા જ પ્રકારના ઓપરેશનો રાહતદરે કરવામાં આવશે.
આંખના મોતિયાના ઓપરેશન ૨.૨ મિ.મીનો કાપો પાડીને ફોલ્ડેબલ લેન્સ બેસાડીને કરવામાં આવશે. ૨.૨. મિ.મી.ના નાના કાપાથી આંખની નજર જલ્દીથી આવે છે અને દર્દી એક દિવસમાં ઘરે જઇ શકે છે. આ ઓપરેશન રાહતના દરે ફક્ત રૂા. ૩૦૦/-ના દરે કરી આપવામાં આવશે. આંખના ઓપરેશન માટે ફક્ત ૨૦ દર્દીઓને વહેલો તે પહેલોના ધોરણે લેવામાં આવશે.
આંખના દર્દીઓની તપાસ સવારે ૯થી ૧૨ અને ઓપરેશનો તા. ૧૦-૦૫ અને ૧૧-૦૫-૧૦.

**સ્થળ :** શ્રી વાગડ વેલફેર સોસાયટી હોસ્પિટલ,
નેશનલ હાઇવે નં. ૮-અ, કસ્ટમ ચેકપોસ્ટ સામે, ભચાઉ (કચ્છ)
ફોન : (૦૨૮૩૭) ૨૨૪૦૪૧, ૨૨૪૬૪૧, ફેક્સ : ૨૨૩૧૭૬

**મુંબઇથી આવતા ડોકટરો કોઇપણ ચાર્જ લેતા નથી તેઓ ફક્ત માનદ્ સેવાઓ આપે છે**

## ચાલો ખેડોઇ — જાહેર નિવેદન — ચાલો ખેડોઇ

॥ શ્રી ઉમિયા માતાય નમઃ ॥

**સતપંથ પ્રકાશન સમિતિ-પ્રેરણાપીઠ-પીરાણા, તા. દસક્રોઇ, જિ. અમદાવાદ**

આથી અમો આ નિવેદનથી આપ સૌને એ જણાવવા માગીએ છીએ કે સતપંથ પ્રકાશન સમિતિ એ સતપંથ સંપ્રદાયના ધાર્મિક પુસ્તકોનું પ્રકાશન કરતી નોંધાયેલ સંસ્થા છે. આ સંસ્થા સતપંથ ધર્મનો પ્રચાર અને પ્રસાર થાય, સતપંથ ધર્મનું મૂળતત્વ જળવાય અને અનુયાયીઓની આસ્થાનું જતન થાય, અનુયાયીઓ આદર્શ જીવન જીવે, રાષ્ટ્રધર્મ અને કૌટુંબિકભાવના તેમજ સામાજિક સુસંસ્કારો જળવાય તેવા મૂળભૂત પ્રમાણિત પુસ્તકોનું પ્રકાશન અને વિતરણ કરે છે. આજ સુધીમાં આ સંસ્થા દ્વારા પ્રમાણિત તથા પ્રકાશિત પુસ્તકોની યાદી આ સાથે સામેલ છે. આ યાદી સિવાયના કોઇપણ પુસ્તકો સતપંથ સંપ્રદાયના નામે સમાજમાં વેચાતા કે વંચાતા હોય તેવા પુસ્તકો સાથે સતપંથ સંપ્રદાયને તથા સતપંથ પ્રકાશન સમિતિને કોઇ સંબંધ નથી.

| ક્રમ | પુસ્તકનું નામ | આવૃત્તિ | પ્રત | પેજ |
|---|---|---|---|---|
| ૧ | ઋગવેદ | | | |
| ૨ | યજુર્વેદ | | | |
| ૩ | સામવેદ | | | |
| ૪ | અથર્વવેદ | | | |
| ૫ | અથર્વવેદીય આધારિત સતપંથ | પ્રથમ આવૃત્તિ - ઇ.સ. ૧૯૯૧ .... | ૨૦૦૦ | |
| | યજ્ઞવિધિ (પૂજાના મંત્રો) | બીજી આવૃત્તિ - ઇ.સ. ૧૯૯૪ માર્ચ... | ૨૦૦૦ | ૨૦૦ |
| | | ત્રીજી આવૃત્તિ - ઇ.સ. ૧૯૯૮ જૂન... | ૧૦૦૦ | ૨૦૬ |
| | | ચોથી આવૃત્તિ - ઇ.સ. ૨૦૦૧ ઓકટો... | ૧૫૦૦ | ૨૦૬ |
| | | પાંચમી આવૃત્તિ - ઇ.સ. ૨૦૦૬ માર્ચ... | ૧૫૦૦ | ૨૦૬ |
| | | છઠ્ઠી આવૃત્તિ - ઇ.સ. ૨૦૧૦... | ૧૦૦૦ | ૨૦૬ |
| ૬ | સતપંથ... | પ્રથમ આવૃત્તિ - તા. ૨૪-૭-૨૦૦૨ | ૫૦૦ | |
| | 'શ્રીમદ્ ભગવદ્ દશાવતાર' | બીજી આવૃત્તિ - તા. ૩૧-૩-૨૦૦૬ | ૧૫૦૦ | ૫૫૨ |
| | સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજ રચિત | ત્રીજી આવૃત્તિ - તા. ૩૦-૭-૨૦૦૭ | ૧૦૦૦ | ૫૫૨ |
| | | ચોથી આવૃત્તિ - તા. ૭-૭-૨૦૦૯ | ૧૦૦૦ | ૫૫૨ |
| ૭ | સુફી સંત સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજ | પ્રથમ આવૃત્તિ - તા. ૨૦-૧૧-૧૯૭૧ | ૧૦૦૦ | |
| | જીવન વૃત્તાંત | બીજી આવૃત્તિ - તા. ૧-૪-૧૯૮૯ | ૨૦૦૦ | |
| | | ત્રીજી આવૃત્તિ - તા. ૯-૭-૧૯૯૮ | ૧૦૦૦ | ૧૩૬ |
| | | ચોથી આવૃત્તિ - તા. ૧૫-૧૨-૨૦૦૦ | ૨૦૦૦ | ૧૩૬ |
| | | પાંચમી આવૃત્તિ - તા. ૧૦-૪-૨૦૦૫ | ૧૫૦૦ | ૧૩૬ |
| | | છઠ્ઠી આવૃત્તિ - તા. ૩૦-૭-૨૦૦૭ | ૧૦૦૦ | ૧૩૬ |
| | | સાતમી આવૃત્તિ - તા. ૧૪-૧૦-૨૦૦૮ | ૧૫૦૦ | ૧૩૬ |
| | | આઠમી આવૃત્તિ - તા. ૧૭-૧-૨૦૦૯ | ૨૦૦૦ | ૧૬૦ |
| ૮ | સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજ રચિત પદશાસ્ત્રો (સદ્‌ગુરુવાણી) | પ્રથમ આવૃત્તિ - તા. ૪-૧૦-૨૦૦૯ | ૧૪૯૦ | ૬૦ |
| ૯ | શ્રી ભક્ત ભાભારામ સુબોધ... | પ્રથમ આવૃત્તિ - તા. ૩૦-૭-૧૯૯૬ | | ૧૨૯ |
| | | બીજી આવૃત્તિ - ૧૫-૧૨-૨૦૦૦ | | ૧૨૯ |
| ૧૦ | સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજ રચિત મન ચિત્તવરણી | પ્રથમ આવૃત્તિ - તા. ૯-૭-૧૯૯૮ | | ૯૨ |
| ૧૧ | સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજ... તથા નાયાજીનો સંવાદ (પ્રેમપાઠ) | ત્રીજી આવૃત્તિ - તા. ૩૦-૭-૨૦૦૭ | | |
| ૧૨ | સતપંથ ધર્મદર્શન... | બીજી આવૃત્તિ - તા. ૩૦-૭-૨૦૦૭ | ૧૦૦૦ | ૨૮ |
| ૧૩ | સતપંથ નિત્ય પ્રાર્થના પાઠ (ગુજ.) | | | ૪૦ |
| ૧૪ | ઉત્તમ અમૃતધારા પાઠ... | | | ૪૮ |
| ૧૫ | સતપંથ નિત્ય પ્રાર્થનાપાઠ (હિન્દી) | | | |
| ૧૬ | બાળ મંડળ... | | | |
| ૧૭ | આદ્ય જગદ્‌ગુરુ શ્રી કરસનદાસજી મહારાજ જીવન વૃત્તાંત | બીજી આવૃત્તિ તા. ૪-૧૦-૨૦૦૯ | ૨૫૦૦ | ૧૦૮ |
| ૧૮ | ભૂમિદાગ માર્ગદર્શિકા | પ્રથમ આવૃત્તિ તા. ૧૯-૩-૧૯૯૯ | ૧૦૦૦ | |
| | | બીજી આવૃત્તિ તા. ૧૫-૧-૨૦૦૮ | ૧૦૦૦ | ૨૪ |
| ૧૯ | સ્મૃતિ ગ્રંથ... | પ્રથમ આવૃત્તિ - તા. ૩૦-૫-૧૯૯૭ | ૭૦૦૦ | ૧૩૬ |
| ૨૦ | મંત્રલેખન બુક... | ૐ શ્રી નિષ્કલંકી નારાયણાય નમઃ | | ૧૪૪ |
| ૨૧ | નિત્યદર્શન | | | |
| ૨૨ | ઝુલા... | સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજ<br>આદ્ય જગદ્‌ગુરુ શ્રી કરસનદાસજી મહારાજ | | |
| ૨૩ | સ્ટીકર... | શ્રી નિષ્કલંકી નારાયણાય નમઃ | | |
| ૨૪ | કીચેન... | સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજ<br>શ્રી નિષ્કલંકી નારાયણ ભગવાન | | |
| ૨૫ | પેંડલ... | સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજ | | |
| ૨૬ | સ્ટેન્ડ પીસ... | સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજ<br>શ્રી નિષ્કલંકી નારાયણ ભગવાન<br>આદ્ય જગદ્‌ગુરુ શ્રી કરસનદાસજી મહારાજ<br>જગદ્‌ગુરુ શ્રી નાનકદાસજી મહારાજ | | |
| ૨૭ | ગોલ્ડન એક્રેલીક | સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજ<br>આદ્ય જગદ્‌ગુરુ શ્રી કરસનદાસજી મહારાજ<br>જગદ્‌ગુરુ શ્રી નાનકદાસજી મહારાજ | | |
| ૨૮ | ઓડિયો કેસેટ... | સદ્‌ગુરુવાણી ભાગ : ૧થી ૧૫ | | |
| ૨૯ | એમ.પી. ૩ | સદ્‌ગુરુવાણી ભાગ : ૧થી ૧૧ | | |
| ૩૦ | એમ.પી. ૩ | સદ્‌ગુરુવાણી ભાગ : ૧૨થી ૧૫ | | |
| ૩૧ | સતનો મારગ - વી.સી.ડી. ... | સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજ જીવન ચરિત્ર (નાટક) | | |
| ૩૨ | સતનો મારગ - ડી.વી.ડી. ... | સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજ જીવન ચરિત્ર (નાટક) | | |
| ૩૩ | પેન ફોટાવાળી... | સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજ<br>આદ્ય જગદ્‌ગુરુ શ્રી કરસનદાસજી મહારાજ | | |
| ૩૪ | પેન નામવાળી | સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજ | | |
| ૩૫ | ફોટો લેમીનેશન ૬×૪ | સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજ<br>શ્રી નિષ્કલંકી નારાયણ ભગવાન (યંત્રો)<br>આદ્ય જગદ્‌ગુરુ શ્રી કરસનદાસજી મહારાજ | | |
| ૩૬ | ફોટા લેમીનેશન ૬ × ૮ | સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજ | | |
| ૩૭ | ફોટા લેમીનેશન ૮ × ૧૦ | સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજ બેઠા/ઊભા,<br>શ્રી નિષ્કલંકી નારાયણ ભગવાન, દશાવતાર<br>ગાયત્રી માતા, ગણેશજી, દત્તાત્રેય, યંત્ર,<br>નિષ્કલંકી ઘોડો, શ્રી કરસનદાસજી મહારાજ | | |
| ૩૮ | ફોટા લેમીનેશન ૮ × ૧૨ | શ્રી નિષ્કલંકી ભગવાન - ત્રિદેવ | | |
| ૩૯ | ફોટા લેમીનેશન ૧૨ × ૧૫ | શ્રી નિષ્કલંકી ભગવાન - ત્રિદેવ,<br>સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજ | | |
| ૪૦ | ફોટા લેમીનેશન ૧૨ × ૧૮ | સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજ<br>શ્રી નિષ્કલંકી ભગવાન | | |
| ૪૧ | ફોટા લેમીનેશન ૧૮ × ૨૨ | ચારગોર, દશ અવતાર | | |
| ૪૨ | ફોટા લેમીનેશન ૨૪ × ૩૪ | ચારગોર, દશ અવતાર | | |
| ૪૩ | પૂજાની ઓડિયો કેસેટ | શ્રી સતપંથ ઘટપાટ મહાપૂજા | | |
| ૪૪ | પૂજાની સી.ડી. કેસેટ | શ્રી સતપંથ ઘટપાટ મહાપૂજા | | |
| ૪૫ | પૂજાની ડી.વી.ડી. કેસેટ | શ્રી સતપંથ ઘટપાટ મહાપૂજા | | |
| ૪૬ | યંત્ર | શ્રી નિષ્કલંકી ભગવાન ગાયત્રી મંત્ર યંત્ર | | |
| ૪૭ | મંત્રધૂન યંત્ર | શ્રી નિષ્કલંકી નારાયણાય મંત્ર ધૂન | | |

**હસ્તલિખિત મૂળબંધ - અનુક્રમણિકા**

| અ.નં. | પુસ્તકનું નામ | આવૃત્તિ | પાના નંબર | પેજ |
|---|---|---|---|---|
| ૧ | બ્રહ્માંડની રચના (ખંડ-૧) | | ૦૦૧થી ૩૧૨ | ૩૧૨ |
| ૨ | દેવીનારાયણ સંવાદ (ખંડ-૨) | | ૩૧૩થી ૩૯૩ | ૮૧ |
| ૩ | મહાદેવ પાર્વતી સંવાદ | | ૩૯૪થી ૪૦૬ | ૧૩ |
| ૪ | નિષ્કલંકી ગીતા પ્રકરણ : ૧થી ૨૪ (ખંડ-૩) | | ૪૦૭થી ૪૭૬ | ૭૦ |
| ૫ | શિષ્યપુરાણ (ગુરુ-શિષ્ય સંવાદ) | | ૪૭૭થી ૫૬૦ | ૮૪ |
| ૬ | બ્રહ્માંડની ઉત્પત્તિ રચના (ખંડ-૪) | | ૫૬૧થી ૬૪૪ | ૮૪ |
| ૭ | યુગ સૃષ્ટિનું મંડાણ | | ૬૪૫થી ૬૮૮ | ૪૪ |
| ૮ | પૃથ્વીનું જડબંધન | | ૬૮૯થી ૭૫૬ | ૬૮ |
| ૯ | ભગવાનના દશ અવતાર વર્ણન (ખંડ ૫) | | ૭૫૭થી ૧૨૧૮ | ૪૬૨ |
| ૧૦ | આરતી - ભજન | | ૧૨૧૯થી ૧૨૨૮ | ૧૦ |
| | **સતપંથ જ્ઞાન સાહિત્ય** | | | |
| ૧૧ | મુનિવર ચેતામણિ | | ૧૨૨૯થી ૧૨૮૨ | ૫૪ |
| ૧૨ | ઋષિવર ચેતામણિ | | ૧૨૮૩થી ૧૩૨૮ | ૪૬ |
| ૧૩ | મન ચિંતામણિ - ત્રીજી આવૃત્તિ | | ૧૩૨૯થી ૧૩૪૪ | ૧૬ |
| ૧૪ | સંતવાણી | | ૧૩૪૫થી ૧૪૦૪ | ૬૦ |
| ૧૫ | ગુરુવાણી | | ૧૪૫૩થી ૧૬૨૭ | ૧૩૫ |
| ૧૬ | આગમવાણી | | ૧૬૨૮થી ૧૬૬૮ | ૪૧ |
| ૧૭ | સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજ રચિત મન ચિત્તવરણી | ત્રીજી આવૃત્તિ-સં. ૨૦૬૦ | ૧૬૬૯થી ૧૬૮૧ | ૧૩ |
| ૧૮ | શિક્ષાપત્રી | | ૧૬૮૨થી ૧૬૮૮ | ૭ |
| ૧૯ | સતપંથનું સ્વરૂપ | | ૧૬૮૯થી ૧૬૯૪ | ૬ |
| ૨૦ | સતપંથ ઘટપાટ મહાપૂજા | | ૧૬૯૫થી ૧૭૮૬ | ૯૨ |

**લિ. સતપંથ પ્રકાશન સમિતિ - ભીમજીભાઇ કે. પટેલ**

નોંધ : નિષ્કલંકી નારાયણ ભગવાન પ્રાણપ્રતિષ્ઠા મહોત્સવ ખેડોઇ-કચ્છ પ્રોગ્રામનું લાઇવ પ્રસારણ - સાધના ટી.વી. ઉપર નિહાળો. ટાઇમ : તા. ૫-૫-૨૦૧૦, સવારે ૯થી ૧૨, બપોરના ૩થી ૬, તા. ૬-૫-૨૦૧૦ના સવારે ૧૦થી ૧, સાધના ટી.વી. ઉપર નિહાળો.

Digitally Archived by: www.realpatidar.com/library

# મુલાકાતીઓની વિક્રમી સંખ્યાની ધારણાથી ભુજ મ્યુઝિયમે ચાર લાખ ટિકિટ છપાવી છે

ભુજ, તા. ૪ : કચ્છના પ્રવાસનમથકો અને પ્રવાસન ઉદ્યોગના વિકાસ માટે સરકારી તથા ખાનગી ક્ષેત્રો દ્વારા છેલ્લાં કેટલાંક વર્ષોથી પ્રયાસો થતા રહે છે. પરિણામે સહેલાણીઓની સંખ્યામાં ઉત્તરોત્તર વધારો થતો રહ્યો છે. તેમાંયે ઉનાળુ વેકેશન અને નૂતન સ્વામિનારાયણ મંદિરના પ્રતિષ્ઠા મહોત્સવ પ્રસંગે હજારો પ્રવાસીઓ અને હરિભક્તો આવી રહ્યા છે ત્યારે રાજ્યના પ્રાચીન કચ્છ મ્યુઝિયમ દ્વારા આગોતરું આયોજન કરાયું છે. આ માટે ચાર લાખ ટિકિટનો જથ્થો અનામત રખાયો છે.

સંગ્રહાલયના ક્યુરેટર સતીશ સદાશિવને આયોજનની વિગતો આપતાં

**તા. ૧૫થી ૨૩ દરમ્યાન પ્રદર્શન રખાશે : સમયમાંયે ફેરફાર થશે**

જણાવ્યું કે, વેકેશનનો આરંભ હજુ થયો નથી ત્યાં જ દરરોજ ૩૦૦થી ૪૦૦ પ્રવાસીઓ સંગ્રહાલયની મુલાકાતે આવે છે. આગામી દિવસોમાં તે બમણી થવાની સંભાવના છે. સ્વામિનારાયણ મહોત્સવ પ્રસંગે ભુજમાં દેશ-વિદેશથી લાખોની સંખ્યામાં સંપ્રદાયના હરિભક્તો આવશે. સંગ્રહાલયમાં પણ બેથી અઢી લાખ મુલાકાતીઓ આવે તેવી ધારણા છે. એવું જણાવી શ્રી સદાશિવને ઉમેર્યું કે જો આવું થશે તો સંગ્રહાલય માટે એ એક વિક્રમ હશે. આ માટે ખાસ ચાર લાખ ટિકિટનો જથ્થો પણ અનામત રાખવામાં આવ્યો છે.

મહોત્સવના દિવસો દરમ્યાન આવનારા દેશી-વિદેશી મુલાકાતીઓ કચ્છની ભાતીગળ સંસ્કૃતિથી વાકેફ થાય તે હેતુથી કલારક્ષા સંસ્થાના સહકારથી તા. ૧૫થી ૨૩ સુધી કચ્છની પરંપરાગત હસ્તકલા રોગાન, માટીકામ, ખરકીકામ, વિવિધ પ્રકારના કાપડ પરના ભરતકામ અને રંગાટકામનું ખાસ નિદર્શન અને પ્રદ-ર્શન ઓલ્ફ્રેડ હાઇસ્કૂલના ભવનમાં યોજવામાં આવશે. આનાથી હસ્તકલાઓના નિર્માણકાર્યથી પણ પ્રવાસીઓ વાકેફ બની રહેશે. આ અવસરે ખાસ કચ્છી લોકવાદ્યોના વાદનનો પણ કાર્યક્રમ યોજાશે.

મહોત્સવના દિવસો દરમ્યાન જરૂર જણાયે સંગ્રહાલયના સમયમાં પણ પરિવર્તન કરવામાં આવશે એવું પણ તેઓએ જણાવ્યું હતું.




*વેકેશન શરૂ થતાં જ ભુજનું પ્રાચીન કચ્છ મ્યુઝિયમ મુલાકાતીઓથી ધમધમતું થઇ જશે. (કચ્છમિત્ર ફોટો)*

# સઇમાં ખાનગી કંપનીના કર્મચારીઓ ઉપર ચાર શખ્સોનો સશસ્ત્ર હુમલો

ગાંધીધામ, તા. ૪ : રાપર તાલુકાના સઇ ગામના મોંમાયઘાટમાં ચાર શખ્સોએ ડીઝલની માગણી કર્યા બાદ છરી, ધારિયું અને લાકડી વડે જીવલેણ હુમલો કરતાં ખાનગી કંપનીના ત્રણ કર્મચારીઓ ઘવાયા હતા. બનાવમાં બે આરોપીઓની પોલીસે અટક કરી હતી.

પોલીસે કહ્યું હતું કે, સઇ ગામમાં કલ્પતરૂ પાવર ટ્રાન્સમિશન લિમિટેડ નામની કંપની દ્વારા હાલમાં પાઇપલાઇન નાખવાની કામગીરી ચાલુ છે. ગઇકાલે બપોરે દેવશી બાબુ કોળી આ જગ્યાએ આવ્યો હતો અને ભોગ બનનાર ધનંજય પાસેથી ડીઝલની માગણી કરી હતી જેની ના પાડતાં આ કોળી શખ્સ ઉશ્કેરાઇ ગયો હતો અને

**ડીઝલની માગણી કર્યા બાદ ઉશ્કેરાયેલા શખ્સોએ કરેલું કૃત્ય**

પાવડાના હાથાથી કર્મચારીનો હાથ ભાંગી નાખ્યો હતો. દરમ્યાન અમુક લોકોએ હાથો પડાવી લેતાં આ આરોપીએ ભેંઠમાંથી છરી કાઢી ધનંજયને

(જુઓ પાનું ૬)

## ટીંગાતી બંદૂક પડી ને ગોળી છૂટી : કિશોરનું મૃત્યુ

ભુજ, તા. ૪ : મુંદરા તાલુકાના સોનારાવાળી ટપ્પર ગામે ભૂંગામાં ટીંગાતી બંદૂક અકસ્માતે પડતાં તેમાંથી છૂટેલી ગોળી સંજય માવજીભાઇ કોળી (ઉ.વ. ૧૪) માટે જીવલેણ સાબિત થઇ હતી. પોલીસે કહ્યું હતું કે, ભોગ બનનારા તરુણને ભુજની લેવા પટેલ હોસ્પિટલથી વધુ સારવાર માટે રાજકોટ લઇ જવાતો હતો પણ ત્યાં પહોંચે તે પહેલાં મૃત્યુ નીપજ્યું હતું. સોનારાવાળી ટપ્પર ગામે માવજી સિધિક કોળીનો ભૂંગો ખેતરમાં આવેલો છે. આ ભૂંગામાં ટીંગાયેલી રખાયેલી બંદૂક અચાનક પડી હતી અને તેમાંથી અકસ્માતે ગોળી છૂટી હતી.

## ભચાઉના કાટમાળ કૌભાંડમાં વધુ એક આરોપી ઝડપાયો

ભુજ, તા. ૪ : ભચાઉ તા.ના કાટમાળ કૌભાંડ કેસમાં તે સમયના શિકરા ગામના ભૂકંપ આવાસ નિરીક્ષક નીલય શશિકાંત શાહની આજે એસીબી ભુજે ધરપકડ કરી હતી. સત્તાવાર સૂત્રોના જણાવ્યા મુજબ આરોપી નીલયને ધરપકડ બાદ સ્થાનિક કોર્ટમાં રજૂ કરાતાં તેને જ્યુડિશિયલ કસ્ટડીમાં પાલારા જેલમાં મોકલી અપાયો હતો.



# તેજસ્વી વિદ્યાર્થીઓને 'કચ્છમિત્ર' દ્વારા ચંદ્રકોની અર્પણવિધિ થઇ

ગાંધીધામ, તા. ૪ : કચ્છના વિકાસમાં સદાય પોતાનો ફાળો આપતાં રહેલા અખબાર જૂથ જન્મભૂમિ જૂથપત્રોના સ્થાનિક વર્તમાનપત્ર 'કચ્છમિત્ર' દ્વારા તેજસ્વી વિદ્યાર્થીઓના સન્માનની શરૂ થયેલી શ્રેણીમાં ગત વર્ષે ધો. ૧૦ તથા ૧૨માં જિલ્લામાં અગ્રસ્થાને આવેલા વિદ્યાર્થીઓને ચંદ્રકો અર્પણ કરાયા હતા.

સામાન્ય રીતે સમારંભ યોજીને થતું સન્માન શક્ય નહીં બનતાં 'કચ્છમિત્ર'એ વિદ્યાર્થીઓના ઘરે જઈને તેમનું સન્માન કર્યું હતું. આદિપુરની સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલમાં અભ્યાસ કરતી શ્રેયા પ્રદીપભાઈ સોમાણીને

**ધો. ૧૦-૧૨ના છાત્રોને ઘરે જઈને મેડલ એનાયત**

ધોરણ દસમા ૯૪.૧૫ ટકા માર્કસ મળ્યા હતા અને તેણે જિલ્લામાં ટોપટેનમાં બીજું સ્થાન મેળવ્યું હતું.

શ્રેયાના ગાંધીધામ સ્થિત નિવાસસ્થાને આજે 'કચ્છમિત્ર'ના ગાંધીધામના બ્યૂરો ચીફ અદ્વૈત અંજારિયાના હસ્તે મેનેજર શૈલેષભાઈ કંસારાની ઉપસ્થિતિમાં મેડલ અર્પણ કરાયો હતો. જ્યારે આદિપુરમાં રહેતા ધો. ૧૨ વિજ્ઞાન પ્રવાહમાં ટોપ-૧૦માં દ્વિતીય આવેલા પંકજ ચંદ્રસેન ભંભાણીને પણ મેડલ પહેરાવાયો હતો. બંને વિદ્યાર્થીઓના પરિવારજનોએ 'કચ્છમિત્ર'ની આ સરસ્વતી સન્માનની પરંપરાને બિરદાવી હતી.

ધો. ૧૦ અને ૧૨ના તેજસ્વી વિદ્યાર્થીઓને 'કચ્છમિત્ર' તરફથી મેડલ અર્પણ કરાયા તે પ્રસંગની તસવીરમાં પ્રથમ આદિપુરના છાત્ર પંકજ સાથે તેની બહેન જ્યારે બાજુની તસવીરમાં ગાંધીધામની શ્રેયા સાથે માતા અને દાદી જણાય છે, બંનેને મેડલ ગાંધીધામ બ્યૂરોના અદ્વૈત અંજારિયાને હસ્તે અર્પણ થયા હતા. (કચ્છમિત્ર ફોટો)

# નખત્રાણા તાલુકાને હવે નર્મદાનીર મળશે

ભુજ, તા. ૪ : વિશાળ વિસ્તારમાં પથરાયેલા કચ્છ જિલ્લામાં પીવાના પાણી માટે નર્મદાની લાઇનની જાળ બિછાવવામાં આવી છે પરંતુ હજુ નખત્રાણા તાલુકો એવો છે જેની મોટા ભાગના ગામો નર્મદાના પેયજળથી વંચિત છે. ઉનાળાના સમયમાં મુશ્કેલી અનુભવતા આ ગામો માટે આનંદના સમાચાર છે કારણ કે ૧૦૧ ગામો માટે નર્મદાના પાણીનું આયોજન ગોઠવાઇ ગયું છે.

**બાકી રહી ગયેલા આ વિસ્તારના ૧૦૧ ગામને નર્મદાના પેયજળ પહોંચાડવા પાણી પુરવઠા બોર્ડ રૂા. ૩૫ કરોડની રકમ ખર્ચશે**

વર્ષો પહેલાં એમ કહેવાતું હતું કે, કચ્છને નર્મદાનું પાણી મળશે અને આખરે જિલ્લાના પ્રવેશદ્વારે નર્મદાની મુખ્ય લાઇન વડે જ્યારે પાણીના ધોધ વહ્યા ત્યારે સૌ કચ્છ- વાસીઓ આનંદિત બન્યા હતા.

મુખ્ય લાઇન કચ્છ આવી પહોંચ્યા પછી આજે છેક સામખિયાળીથી લખપત અને આડેસરથી જખૌ સુધી નર્મદાની પાઇપલાઇન પાથરી દેવામાં આવી છે. દરેક તાલુકામાં આંતરિક પાઇપ લાઇન વડે ગામો જોડાતા ગયા છે અને આજે કચ્છના ૭૨૫ ગામો અને પરાં નર્મદા સાથે જોડાઇ ગયા છે પરંતુ તેમ છતાંય નખત્રાણા તાલુકો બાકી રહી ગયો હતો.

પ્રાપ્ત થયેલી માહિતીના આધારે પાણી પુરવઠા બોર્ડના મુખ્ય ઇજનેર એન.એમ. પટેલનો સંપર્ક સાધતાં તેમણે પણ સમર્થન આપ્યું હતું.

વધુમાં માહિતી આપતાં તેમણે જણાવ્યું હતું કે, જ્યારે જિલ્લામાં નર્મદાની લાઇનનું આગમન થયું ત્યારે જ્યાં પાણીની તકલીફ વાળા વિસ્તારો હતા તેને અગ્રતા આપવામાં આવી હતી. આજના દિવસે છેક લખપત તાલુકાના ગામો ઉપરાંત

(જુઓ પાનું ૬)

# ઘડુલી-સાંતલપુર સહિતના સરહદી રસ્તાને એજન્સીઓ વચ્ચે સંકલનનો અભાવ નડ્યો

### ગૃહમંત્રાલય સીમાપરના રોડ નેટવર્કને મજબૂત બનાવવા આતુર

નવી દિલ્હી, તા. ૪ : કેન્દ્રીય ગૃહમંત્રાલયે સરહદી માર્ગો બાંધવાનો મહત્ત્વાકાંક્ષી કાર્યક્રમ હાથ ધર્યો છે પરંતુ વિવિધ એજન્સીઓ વચ્ચે સંકલનના અભાવને કારણે કેટલીક યોજનાઓનું કામ ખોરંભે ચડેલું છે. જેમાં પાકિસ્તાનને સ્પર્શતી કચ્છની રણસીમાના માર્ગનોય સમાવેશ થાય છે.

અલબત્ત, ગૃહખાતાના વર્તુળોએ જણાવ્યું હતું કે, સરહદની ૧૫ કિ.મી. અંદરના ગામોને સાંકળતા રસ્તાને લીધે સીમા પર માળખાકીય સુવિધાઓય વિકસશે. લોકો-લોકો વચ્ચે આર્થિક અને સામાજિક આદાનપ્રદાન વધારી શકાશે અને સમગ્ર વિસ્તારનો વિકાસ થઇ શકશે.

દરિયાઇ સરહદે સુરક્ષા મજબૂત બનાવ્યા બાદ સરકાર ભૂમિસીમા પર ધ્યાન દઇ રહી છે. પાકિસ્તાન, નેપાળ અને ભૂતાન સાથેની ભારતની સમાંતર સરહદે લગભગ ૨૦૦૦ કિ.મી.ના રસ્તા બાંધવા ગૃહમંત્રાલયે ૫૬૭૦ કરોડની માગણી કરશે. આ દરખાસ્ત સલામતી અંગેની કેબિનેટ સમિતિ બેઠકમાં હાથ પર લેવાશે એમ વતુળોએ જણાવ્યું હતું. અત્રે એ ઉલ્લેખનીય છે કે કચ્છનો અતિ મહત્ત્વાકાંક્ષી ઘડુલી-સાંતલપુર રસ્તો વર્ષોથી સરકારી ફાઇલોમાં અટવાયેલો છે. ગૃહરાજ્ય મંત્રી એમ. પી. રામચંદ્રને કચ્છના સંસદ સદસ્યને એમ જણાવ્યું હતું કે, આ રસ્તાનો પ્રસ્તાવ મળ્યો છે. તેની તકનિકી સમીક્ષાએ થઇ ગઇ છે અને તેનું ભવિષ્ય સીમાવર્તી રસ્તાઓના નિર્માણને આવરી લેતાં સમગ્રતયા પ્રસ્તાવ સાથે જોડાયેલું છે.

# પુરવઠા તંત્રની સજા નીતિ એકને ગોળ...

ભુજ, તા. ૪ : તંત્ર એક જ, નિયમો એક જ, ગુનાનો પ્રકાર એક જ, પકડનાર એક જ, નિર્ણય લેનાર એક જ, સજા આપનાર પણ એક જ છતાં સજાના પ્રકારમાં ભેદભાવ જોવા મળે તેવું બની શકે ખરું ? જો રાજકારણ ક્યાંય હોય તો અવશ્ય બને. કચ્છમાં પુરવઠાના પ્રકરણમાં એવું ન માની શકાય તેવું બન્યું છે.

અંજાર તાલુકામાંથી ચર્ચાવા મંડેલી અને ભુજ સુધી પહોંચેલી વિગતો અનુસાર જાન્યુઆરીની ૨૮મી તારીખે અંજારમાં ગંગા નાકા બહાર પૂર્વ ધારાસભ્યના પુત્રની સસ્તા અનાજની દુકાનની તપાસ થઇ તો આઠ માસથી કોઇ દફતર જ લખાયું ન હતું, બોગસ કાર્ડ પણ દેખાયા અને

**જોકે જિલ્લા પુરવઠા અધિકારી કહે છે કે અંજાર કરતાં પડાણાવાળાનો ગુનો ગંભીર છે**

કાર્ડધારકોએ ફરિયાદ પણ કરી કે દુકાનેથી કંઇ મળતું નથી અને જે કંઇ નસીબ થાય છે, તેના બિલ બનતા કે અપાતા નથી.

ગરબડી બહાર આવતાં જ રાજકારણીઓ સક્રિય થયા પણ જિલ્લા કક્ષાએથી દુકાનદારનો પરવાનો સ્થગિત કરી દઇ, મામલતદારને તપાસ સોંપવામાં આવી અને તે તપાસનો રિપોર્ટ આવે તે પહેલાં જ દુકાનદારને શોકોઝ નોટિસ અપાઇ બસ... પછી હજુ સુધી કંઇ જ થયું નથી.

દરમ્યાન, ૧૦મી ફેબ્રુ-આરીએ પડાણામાં આવી જ ફરિયાદો સાથે એક વધુ દુકાનદારને ખુદ જિલ્લા પુરવઠા તંત્રની ટીમે પકડ્યો

(જુઓ પાનું ૬)

## સાડાઉમાં આંકડાનો દરોડો પડાતાં એક ઇસમ ઝડપાયો

ભુજ, તા. ૪ : મુંદરા મરીન પોલીસ મથકની હદના વિસ્તારમાં હાલે આંકડા અને દારૂની ગેરકાયદે પ્રવૃત્તિ વકરી હોવાની ફરિયાદો વચ્ચે સ્થાનિક પોલીસે દરોડો પાડી સાડાઉ ગામેથી ઉમર લતીફ સાંઢ નામના ઇસમને આંકડા લેતાં રૂા. ૮૦૬૫ની રોકડ સાથે પકડી પાડ્યો હતો.

મરીન પી.એસ.આઇ.એ સ્ટાફને સાથે રાખી આજે બપોરે આ દરોડો પાડ્યો હતો. જેમાં તહોમતદાર પાસેથી રોકડ ઉપરાંત આંકડાને લગતું સાહિત્ય પણ પકડાયું છે, આરોપી સામે ગુનો દાખલ કરી તપાસ હાથ ધરાઇ છે તેમ પોલીસે કહ્યું હતું.

# વન વિભાગના અધિકારીને રોડ સાઇટ પ્લાન્ટેશન ન કરવા ધમકી

ગાંધીધામ, તા. ૪ : જોડિયા શહેર આદિપુરમાં રેલવે લાઇનને સમાંતર રસ્તા ઉપર ફેન્સીંગ કરીને રોડસાઇટ પ્લાન્ટેશન કરવાનું કામ શરૂ કરાતાં જવાબદાર વન અધિકારીને કોઇ તત્ત્વોએ ફોનથી આ ફેન્સીંગ નહીં કરવા ધાકધમકી કરતાં ચકચાર પ્રસરી છે.

**આદિપુરનો બનાવ : દબાણ કરવા ઇચ્છુક તત્ત્વો સામે ચીંધાતી આંગળી**

ગાંધીધામ-આદિપુરને હરિયાળું બનાવવાના અભિયાન સ્વરૂપે આ રોડસાઇટ પ્લાન્ટેશનની

(જુઓ પાનું ૬)


હવે અબડાસા મધ્યે
શેર બજારમાં ટ્રેડ કરો.
સૌથી ઓછા દલાલીના દરે
M : 94280 33470

Abiha
શેમ્પૂ બેઝ્ડ હર્બલ હેર કલર
તમારા વાળને બનાવે સિલ્કી, સ્મૂધ અને બ્રિલિયન્ટ શાઇની ૫-૧૦ મિનિટમાં




બ્લૅક, બ્રાઉન અને બરગન્ડી કલરમાં ઉપલબ્ધ
આયુર્વેદિક હેર વોશ સેશે પ્રત્યેક ૨૨ ગ્રામના હેર કલર પૅક સાથે
જેમાં છે આમળા • શિકાકાઈ • હીના • ભૃંગરાજ • બ્રાહ્મી
RKPS હેલ્થકેર પ્રા. લિ. ફોન: 079-26890041
wavelength-98240 44428

**હાર્દિક અભિનંદન**



**ચિ. શ્વેતા જગદીશભાઇ ગોર**

કચ્છ યુનિવર્સિટીમાં ટોપટેનમાં ગૌરવવંતુ સ્થાન મેળવવા બદલ ખૂબ ખૂબ અભિનંદન. શિક્ષણ ક્ષેત્રે ઉત્તરોત્તર પ્રગતિના શિખરો સર કરો એવી શુભેચ્છા..

- રાધાબેન અમૃતલાલ ગોર (દાદી/દાદા)
- મંજુલાબેન જગદીશભાઇ ગોર (મમ્મી/પપ્પા)
- પ્રિતિબેન નિલેશભાઇ ગોર (કાકી/કાકા)
- આકાશ, રાજ, હેત્વી (ભાઇ/બહેન)

**" પિત્તાશયની પથરી "**

મારા પત્નીને પિત્તાશયમાં ૭ મી.મી.ની પથરી થઈ હતી. સર્જન ડૉ. ઓપરેશનથી પિત્તાશય કાઢી નાખવાનું કહેતા હતા. પરંતુ ડૉ. રાજેશ શાહની દવાથી પથરી નીકળી ગયેલ છે અને પિત્તાશયનો સોનોગ્રાફી રિપોર્ટ પણ બિલકુલ નોર્મલ આવ્યો છે. ડૉ.શ્રીની દવાથી અન્ય દર્દીઓની પિત્તાશય તથા કીડનીની પથરીઓ નીકળેલ છે. લિ. શ્રી ઘનશ્યામભાઈ જોષી, જીવરાજપાર્ક, અમદાવાદ ટે.નં. ૦૭૯-૨૬૮૧૪૧૬૨ પથરીની દવા માટે સંપર્ક. ડૉ. રાજેશ શાહ - સિનિયર હોમિયોપેથિક કન્સલ્ટન્ટ, ૩૦૪, શૈવલ કોમ્પ્લેક્ષ, મહાલક્ષ્મી ચાર રસ્તા અને પરિમલ ક્રોસીંગ વચ્ચે, પાલડી, અમદાવાદ. ટે.નં. ૦૭૯-૨૬૬૫૦૪૪૩, મો. ૯૮૨૫૨૯૯૬૩૬

તા.૭/૦૫/૧૦, શુક્રવારે મળી શકશે.
**ડો. શરદ ડોડીયા**
M.S.M.Ch.
કીડની, પથરી, પ્રોસ્ટેટના નિષ્ણાંત
(યુરોલોજીસ્ટ અને ટ્રાન્સપ્લાન્ટ સર્જન)
સમય: સવારે ૧૦ થી ૧
તપાસ તથા ઓપરેશન માટે
**પટેલ સર્જીકલ હોસ્પિટલ**
ન્યુ સ્ટેશન રોડ,ભુજ. ફોન : ૨૫૦૨૬૧, ૨૫૮૯૧૫
૨૪ કલાક ઈમરજન્સી સારવાર

**આઠમી પુણ્યતિથિએ શ્રદ્ધાંજલિ**



**સ્વ. શક્તિદાન રવિદાન ગઢવી**
સ્વ. તા. ૫/૫/૦૨, માધાપર

॥ नैनं छिन्दति शस्त्राणि, नैनं दहति पावकः
न चैनं क्लेदयन्त्यापो न शोषयति मारुतः ॥
શ્રીમદ્ ભાગવત ગીતા ૨/૨૩

આપની ખોટ અમોને હર હંમેશ ડગલેને પગલે વરતાતી રહે છે. આપ હતા અમારા સૌ માટે છત્રછાયા સમાન. કુટુંબ વાત્સલ્ય, હૂંફ, માયાળુ, મિલનસાર સ્વભાવ હર હંમેશ અમારા હૃદયમાં કંડરાયેલ રહેશે. માતાજી આપના પૂણ્ય આત્માને શાંતિ અર્પે એ જ પ્રાર્થના... સહ શ્રદ્ધાસુમન.

પુત્રો : આનંદ એસ. ગઢવી, વિનોદ એસ. ગઢવી હરદેવ એસ. ગઢવી તથા સમસ્ત પરિવાર જનો
આનંદ કન્સ્ટ્રક્શન-માધાપર ✿ ગઢવી કન્સ્ટ્રક્શન-ગાંધીધામ

**હાર્દિક અભિનંદન**



**ડો. માધવ એચ. મઠ**
I.M.A. રાપરના સ્થાપક પ્રમુખને અભિનંદન સાથે ઉત્તરોત્તર પ્રગતિ સાધો એવી શુભકામના.
સોઢા અલજી ખેતાજી પરિવાર
સોઢા રાણાજી ખેતાજી પરિવાર
સોઢા હરિસિંહ ખેતાજી પરિવાર
રાપર-કચ્છ.

**ફ્રેન્ડઝ ગ્રુપ યોજીત PAPCL ક્રિકેટ ટુર્નામેન્ટને શુભેચ્છા**



અઝીઝ ખત્રી
(પ્રમુખ, ફ્રેન્ડઝ ગ્રુપ અને રાષ્ટ્રીય કુસ્તીબાજ)
મો. ૯૮૭૦૯ ૧૦૩૫૩



હિતેશ મકવાણા

ભુજના જયુબિલી ગ્રાઉન્ડ પર IPL સ્ટાઇલની દસ ફ્રેન્ચાઇઝીની સીઝન બોલ સ્પર્ધા યોજાશે. ખેલાડીઓની પ્રગતિ માટે ભવ્ય આયોજન કરી રહેલા અઝીઝ ખત્રી, પ્રવિણ હિરાણી અને પરેશ શાહને ખૂબ ખૂબ શુભેચ્છા.
સહજાનંદ ગ્રુપ • સહજાનંદ ઇલેવન,ભુજ

**સ્વર્ણિમ સરકારને શુભેચ્છાઓ**



ગૌરવભર્યા ગુજરાત રાજ્ય તેની સ્થાપનાના ૫૦ વર્ષમાં નિમિત્તે સ્વર્ણિમ જયતિ ઉજવી રહ્યો છે અને જે વિકાસક્ષેત્રે હરણફાળ ભરી રહ્યો છે તેનો યશ વિક્રમી લોકહૃદયમાં વસેલા મુખ્ય મંત્રી શ્રી નરેન્દ્રભાઇ મોદીને ફાળે જાય છે.

લાગલગાટ ત્રણ ટર્મથી ભારતીય જનતા પાર્ટીનો વિજયરથ હંકારી સમગ્ર ગુજરાત તથા ભૂકંપગ્રસ્ત સરહદી કચ્છ જીલ્લો વિકાસક્ષેત્રે હરણફાળ ભરી રહ્યો છે તેનો સમગ્ર યશ મા.મુખ્યમંત્રી શ્રી મોદીજી તેમજ તેમની સમગ્ર ટીમને ફાળે જાય છે. સ્વર્ણિમ શુભેચ્છા સહ અભિનંદન.

પ.પૂ. જગદ્‌ગુરૂશ્રી નાનકદાસજી મહારાજ
ગાદીપતિશ્રી, પ્રેરણાપીઠ પીરાણા (અમદાવાદ)
સૌજન્ય : ધનજીભાઇ ડી. પટેલ
ઉપપ્રમુખ,અખિલ કચ્છ કડવા પાટીદાર સતપંથ સમાજ